૭૭૫૪

શ્રી ૧।

# અનુભવીક વૈદક.

## ગોવિંદ કૃત.

આ ગ્રંથ વૈદ્ય ગોવીંદરામ કૃસ્નાજીએ લોક કલ્યાણાર્થે
બનાવી છપાવી પ્રગટ કીધું છે,

શકે ૧૮૧૩ શને ૧૮૯૧ સંવત ૧૯૪૭

આવૃતી પેહેલી

ભાગ ૧ લો.

ધી ".ગોવર્ધન મુદ્રાલય" પ્રેસમાં છપાયું છે.



કીમત રૂ. ૧.

# પ્રસ્તાવના.

હાલના વખતમાં વૈદ્દિના ગ્રંથ ઘણાક થઈ ગયા છે અને ઇંગ્રેજી વૈદકિનાં શોધને લીધે બહુ સારા પાઆ ઉપર ચાલે છે તેમ ઇરિાની તથા સંકૃત ભાષામા ઘણુ પછવાડે રહી જાય છે કારણ કે તેનો આસરો નથી કોઇબી કાંઇ દવાનુ શોધ ન કરે તો તે પ્રખ્યાત થવાનો મારગ નથી. તે છતા હાલ મે જે વનસપતીની દવાનો અનુભવ લીધો છે એ દવા બધી ઘેર મલે છે તે વાપરવામાં કાંઇ અડચણ નથી દવા બનાવવાની મેહેનત નથી એમાંથી મોટો ફાયદો થાય છે અને અમો ત્રીશ વરસ થયા ધંધે, કરતા અજમાવેલું છે આ ચોપડીમાં જે દવા લખી છે તે ખાતરીથી કામ કરે છે વાસ્તે બધાને લાભ લેવા સારૂ આ ચોપડી તૈયાર કરી છે.

આ બચ્ચાંને કેમ પાવુ બચ્ચાંને દરદ થયા છે તેના ઉપર ઘરની દવા તેમજ બૈરીઓને સારૂ અટકાવ આવતો નથી તેની દવા તે સીવાય બઈરા- ઓને હરેક જાતના દરદ ઉપરની દવા તે પ્રમાણે મરદને ધાતુ પુસ્તી, દમ ખાસી બચાંના દરદ ઉપરની દવા વનસ્પતીના ગુણ દોશ અને બીજી દવાઓ બીજા ભાગમાં આવશે.

વૈદ્દ ગોવીંદરામ કૃષ્ણાજી.

# ગોવિંદ કૃત.

આ પુસ્તક વૈદ્ય ગોવીંદરાવ કૃષ્ણાજી નીમ્બકર મુળ કોકણુમાં રત્નાગીરી જીલ્લા અંજલવેલ તાલુકા ગોહાગર પેઠમાં આસોરા કરી ગામડું છે ત્યાનાં રહેવાશી છે. અને મુબઈમાં આવ્યાને આસરે બત્રીશ વરશ થયા છે. એઓ ગ્રંથ ભણેલા નથી પણ વનસ્પતીની દવા કરતાં લોકોને જેમ જેમ ફ્રાયદા થવા માંડયા તેમ તેમ વધારે શોધ કરતા ગયા અને શને ૧૮૭૦ ની શાલમાં કૈલાસવાશી વૈદ્ય શાસ્ત્ર સંપ્રન્ન વિષ્ણુ શાસ્ત્રી પંડિત હીંદુ પ્રકાશવાળા તથા ડા૦ પાંડુરંગ ગોપાળ જી. જી. એમ. શી. એ એની મદદ લઇ આયુરવેદ શોધક નામની વૈદ્ય શાળા સ્થાપન કરી તેમાં વૈદ્યોની મદદ લીધી હતી. આ મંડળીમાં એઓએ સેક્રેટરીનું કામ કીધું હતું તેમાં વૈદ્યક શીખવવાની શાળા રાખી હતી અને મોટું દવાખાનું કાહાડયું હતું. આ કામમાં મી. માધવરાવ ભાઈસંકર સુંદરજીએ નાણાની શારી મદદ કરી હતી. સીવાય વેપારી, શેઠ શાહુકારોએ પણ મદદ કરી હતી તેમાં મોટી મોટી રકમ ભરનાર શેઠ લક્ષ્મીદાસ ખીમજી, શેઠ દામોદર ઠાકરશી, શેઠ ચટરભુજ મોરારજી, શેઠ જમનાદાસ હોરા, શેઠ ખીમજી જીવા, શેઠ માધવદાસ દુવારકાદાસ વીગરેએ પૈશાની મદદ રૂપીઆ ૧૬૦૦) ની કરી હતી. ધોતી પોતી પ્રયોગ સરકારી તબેલામાં કરી બતાવ્યા હતા. તે વખતે કેટલાએક વેપારી આવ્યા હતા તેમાં શેઠ દીનશાજી માણેકજી પીટીટ પણ પધાર્યા હતા. એ કામ પાંચ વરશ સુધી ચાલ્યું હતું. ત્યાર પછી આપસમાં વૈદ્યોનાં મનમાં બીગાડ થવાથી એ કામ નરમ પડયું પણ તેમાંજ વસ્તુની શોધ કરવાનુ કામ અટકી પડયું હતું, કારણકે ડા. વીનાયકરાવ પટવરધને આ કામમાંથી મન કાઢી લીધું અને મદદગાર વૈદ્ય કોઇ મળે નહીં પોત પોતાનો ધંધો વધારવા લાગ્યા આ કામ થોડા દીવશ ચાલતા ડા૦ શખારામ અરજુન અને આ વૈદ્યનો વાદ ચાલું થયો તેમાં ઇંદુ પ્રકાશ છાપખાનાએ ભાગ લઇ ઉંચક્યાં.

તેમાં વૈદ્ય ગોવીંદરાવ હતા છેવટ વૈદ્યજી ત્યા બત્રીશ વરસમાં જે અનુભવ મેળવ્યો છે તેનો લાભ બધા જગતને ત્થા વૈદ્યોને થવા માટે આ અનુભવી વૈદ્યક ભાગ ૧ લો બહાર પાડયો છે અને રત્નાગીરીમા વનસ્પતીનો અનુભવ શને ૧૮૭૦ ની સાળમાં રા. રા. વાશુકાકા આથલેના ઘરમાં દેખાડી મોટું ઈનામ મેળવ્યું છે તેજ પ્રમાણે અહમદ નગરમાં વકીલ માધવરાવ વીઠળ એમને ત્યાં વનસ્પતીની દવાનો ગુણ બતાવી મોટું ઇનામ મેળવ્યું છે. વળી મુંબઈમાં સેઠ શાંમજી શીવજી જ્ઞાતના, ભાટીઓ દેશી વૈદ્યક જાણે છે ત્થા અંગ્રેજી પણ થોડું ઘણુ જાણે છે અને લોકોને મફત દવા કરે છે તેને પોતાની અનુભવી દવાનો ગુણ દેખડાવ્યો તે ઉપરથી તેઓએ ખુશી થઇને કહ્યું કે તમારી દવાનો ગ્રંથ તૈયાર કરશો તો મોટો ઉપકાર થશે માટે શેઠ તલકચંદ માણેકચંદ માસ્તરની મેહેરબાનીથી આ ચોપડી છપાવી છે અને કીમત લખી છે તે ચોપડીની કીમત નથી પણ હુનરનો લાભ છે. હુનરનો લાભ જાણી આ પહેલો ભાગબહાર પાડયો છે. હું પોતે મરાઠી ભાષા જાણું છું. ત્થા ગુજરાતીમાં થોડો માહાવરો હોવાથી આ ચોપડી છપાવવાની મારી પેહેલી કોશીશ છે તેથી અસુધ લખાયું હોય તેની દરગુજર કરશો એવી મારી નમ્રતા પૂર્વક સર્વ જનોને વીનંતી છે.



# સાંકળીઉં.

# અનુભવી વૈદક.

## ગોવીંદ કૃત.

### કમળાના રોગનું લક્ષણ તથા તેના ઉપર ઉપાય.

**લક્ષણ**—આ રોગ શરૂ થતાં આંખ તથા નખ પીળા થાયછે, પેટમાં દુખાવો થાયછે, પેટ ચડેછે, ( મોટું થાયછે ), કોઇ વખત તાવ આવેછે, નબળાઈ ઘણી જણાયછે, થુંક તથા પીસાબ પીળો થાયછે, ખાવાનું ભાવતું નથી, મોઢામાંથી પાણી નીકળેછે, ઇતયાદી.

**ઉપાય ૧લો**—લાલ રંગના ઘઊં લઇને થાળીમાં મુઠી ભરીને મુકવા, અને તે ઉપર સળગેલો દેવતા મુકવો, જેથી ઘઊં બળીને તેનો રસ થાળીમાં લાલ રંગનો થશે. તે રસ તઈઆર થયા પછી ઘઊં તથા દેવત થાળીમાંથી કાઢી નાંખવા અને ઉપર જણાવીઆ પરમાણે જે લાલ રસ થાળીમાં વળગેલો હોય, તે આંગળી ઉપર લઇ આંખમાં આંજવો. આ પરમાણે દીવસ ૩ સુધી સવારે તથા સાંજે બે વખત આંજવો.

**ઉપાય ૨જો**—સારો કળી ચુનો લાવી તેનો ઝીણો ભુકો કરવો ને તે ભુકાને ઝીણા કપડાંથી ચાળી નાંખવો. પછી તે ચાળેલા ભુકામાંથી તોલો પા લઇ બે ચમચા મોળું (ફીકું) દહીં લઈ તેમાં તે ભુકો મેળવી નાંખવો, અને તે દીવસ ૫ સુધી સવાર બપોર ને સાંજ ત્રણ વખત ચાટવું. (પરેજી) તેલનો ખોરાક ખાવો નહીં.

**ઉપાય ૩જો**—તુવેરના ઝાડનો પાલો લાવી તેને હાથેથી ચોળીને રસ કાઢવો અને તે રસમાંથી ૩ અથવા ૪ ટીપાં દીવસ ૩ સુધી સવાર બપોર ને સાંજ ત્રણ વખત આંખમાં મુકવાં.

**ઉપાય ચોથો**—સીખાખાઈ તોલો ૧ લાવી તેને પાણી સેર ૧માં નાંખી ઊકાળવી અને તે પાણી નવટાંક રહે તયાં સુધી બળવા દેવું પછી ઊતારી ગાળી નાંખવું અને તે પાણીમાંથી ૫ ટીપાં લઇ એક આખા પતાસામાં જરા કાણું પાડી નાંખવા અને સવારને સાંજ બે વખત એકેક પતાસુ બે દીવસ ખાવું. પણ આ ઓસડથી જુલાબ થશે તેની હરકત નથી.

**ઉપાય પમો**—કમળો શરૂ થાય કે તરત દરરોજ એક પઈસાની શેરડી લાવી આખી રાત અગાસી અથવા છાપરા ઉપર રહેવા દેવી. અને સવારે ઉઠીને તે કટકો ખાઈ જવો એથી પીળાશ મટી જશે, અને ઘણોજ ફાયદો થશે.

## ઘાંટા સરપ (ગળા ઉપર બાહેરથી દેખાતો દોદાં જેવો શરેથોપડા થાયછે તે) નું લક્ષણ અને તેના ઉપાય

**લક્ષણ**—આ રોગથી ગળા ઉપર ઘણોજ સોજો થાયછે, અને શવાસ બંધ થાયછે.

**ઉપાય ૧લો**—તરણ પાંતરાવાળો નગોડનો પાલો લાવી તેને વાટી રસ તોલા ૨ કાઢવો અને તે રસમાં ઘી તોલા ૨ મેળવીને ખાવું. બે કલાકમાં જો આરામ નહિ માલમ પડે તો ફરીથી એજ પરમાણે ખાવું.

**ઉપાય ૨જો**—પેરૂના ઝાડનો પાલો લાવીને વાટવો અને તેમાંથી રસ તોલા ૨ કાઢવો અને તે રસમાં બે તોલા ઘી મેળવી પી જવો. જો પાંતરાંમાંથી બરાબર રસ નહીં નીકળી શકે તો વાટતી વખતે જરા પાણી નાંખવું અને તે પરમાણે વાટીને રસ તોલા ૨ કાઢવો. બે કલાકમાં જો આરામ ન થાય તો ફરીથી એજ પરમાણે ખાવું.

# બચ્ચાંના દરદના ઉપાય.

## નાનાં બચ્ચાંના પેટમાં દુખાવો થાયછે તેનું લક્ષણ અને તેના ઉપર ઉપાય.

**લક્ષણ**—આ દુખાવો ફક્ત માને અથવાતો આયાને ધાવવાથીજ થાયછે. દુખાવાના જુદા જુદા વીકારોના નામ. ૧લું—કફ ગંઠાઈ જવાથી ડાબી બાજુએ દુખાવો થાયછે તેને ડબા કહેછે. ૨જું—પેટ મોટું થાયછે. ૩જુ—હાંફ થાયછે, ઉલટી થાયછે, ઝાડો કબજ થાયછે, ખાંસી (ઉધરસ) થાયછે, તાવ આવેછે, ધવાતું નથી, ઇતયાદી.

**ઉપાય ૧લો**—કડુ વંદરાવનનું ફળ ૧ લાવી હાથેથી કટકા કરવા અને ભેંસના મુતર સેર ૦ાા માં નાંખી ઊકાળવું. તે મુતર તથા દવા બળતાં અધોળ રહે તયારે ઊતારી તેને ખળમાં ઘુંટવું અને જયારે ઘુંટઈ રહે તયારે તેને સુકાવીને રાખવું. ૭ દિવશના ઉપર અને પંદર દિવશની અંદરના છોકરાને ૦। ચણોઠી ભાર આપવું. પંદર દીવશની ઉપર અને ૪ મહિનાની અંદરના છોકરાંને ૦ાા ચણોઠી ભાર આપવું, અને ચાર મહિ-નાની ઉપરનુ છોકરૂં હોયતો તેને એક ચણોઠી ભાર અને તેથી વધારે ઊમરનું હોય (૩ વરસ અંદરનું હોય) તેને એક વાલભાર ધાવણમાં મેળવીને પાવું.

**ઉપાય ૨જો**—બ્રામીનો પાલો સુકો હોયતો તોલો ૧ અને લીલો હોયતો તોલા ૨ અને કાલા મરીના દાણા ૭ લઇ પાણી સેર ૧માં નાંખી ઊકાળવાં અને તે પાણી બળતાં નવટાંક રહે તયારે ઊતારી ગાળી લેવું અને તે દવામાં મધનું એક ટીપું નાંખી દર વખતે ચારથી પાંચ ટીપાં દીવસમાં ત્રણ વખત પાવા.

**ઉપાય ૩જો**—ભારંગ મુલની છાલ તોલો ૦॥, જેઠીમધ તોલો ૦॥, પહાડ મુલ તોલો ૦॥ આ ત્રણે ચીજોને જરા ખાંડી પાણી સેર ૧માં નાંખી ઊકાળવી અને નવટાંક પાણી રહે તયારે ઉતારી ગાળી નાંખવું અને ઉપર પરમાણે ૪થી ૫ ટીપા તથા ખાવાનું મધ ટીપું ૧ ભેળી દર વખતે પાવું. વખત ઉપર પરમાણે.

## પેટ ઉપર લગાડવાનો ઉપાય.

**ઉપાય ૪થો**—છોકરાની દુંટીથી ત્રણ આંગળ (આજારી બચ્ચાંના પોતાના ત્રણ આંગળાં) પેટ ઉપર ભીલામાને કાપી તેનો જરા રસ કાઢી ઉપર જણાવેલી જગા ઉપર તે રસની ચોકડી જેવી નીશાની કરવી અને તરતજ તે નીશાની ઉપર ભીંજાવેલો કળી ચુનો લગાડવો. (ભીલામા કદી ઉઠશે નહીં).

**ઉપાય ૫મો**—બકરીની લીંડી સેર ૦। અને આમલીનો લીલો પાલો સેર ૦।, આ બંને ચીજોને ગાયના મુતરમાં વાટી ગરમ કરવાં અને તે બચ્ચાંના પેટ ઉપર સહન થઇ શકે તેવી રીતે તે દવા કપડામાં નાંખી પેટ ઉપર શેક કરવો અને થોડી વાર રહેવા દઇ તે પેટ ઉપર બાંધી દેવો.

**ઉપાય ૬ઠો**—કુતરીનું દુધ એક આછમણી (પુજા કરવામાં લે છે તે) ભરીને બચાંને પાવું એથી કફ, હાંફ, વીગેરે થતું મટી જશે. (કુતરીનું દુધ ઘણી વખતે મળવું મુશકેલ પડેછે તેથી જે વખતે કુતરી જણે તે વખતે દુધ મલે તેમાં રૂ ભીંજાવીને તે રૂ સુકાવીને રાખી મુકવું અને જયારે દુધનો ખપ પડે તયારે તે રૂ ગાય ભેંસ અથવા ધાવણના દુધમાં ભીંજવીને ઉપયોગમાં લેવું. આ દુધ સંઘરી રાખવાથી ઘણોજ ફાયદોછે.)

## બચાંને હમેશ નીરોગી રાખવાના ઉપાય.

બચ્ચું મહિના બેની ઉપરનું તથા છ મહિનાની અંદરનું હોયતો તેને ગાયનું મુતર આઠ વખત ગાળીને નાહાની ચમચી ૧ તથા ભેંશનું દુધ નાહાની ચમચી ૨ લેવું અને એ બંનેને એકઠું કરી નીરોગી બચાંને દર અથવાડીએ એક વખત સવારમાં પાવું તેનાથી ચીકનો ઝાડો થશે તેની ફિકર નહીં. પણ આ ઉપાયથી બાલક કોઇ દીવશ આજારી થશે નહીં. અને જો બાલકને કંઈપણ જાતનો આજાર હોયતો દરરોજ પાવું. હવે છ મહિનાની ઉપરના અને એક વરશની અંદરનાને સારૂ બે ચમચી મુતર અને ચાર ચમચી દુધ લેવું. વરશની ઉપર અને પાંચ વરશની અંદરના ને મોટો ચમચો મુતર અને મોટા બે ચમચા દુધ એ દીવશમાં બે વખત પાવું.

## કરમનો ઉપાય (સઘળા સારૂ).

**લક્ષણ**—તાવ આવેછે, પાણીની તરસ લાગેછે, ગુમ થઇ જાયછે, ઉલટી થાયછે, ઉબાલા આવેછે, કોઇને ઝાડો પણ થાયછે, આચકી થાયછે. ઉપલી નીશાની થાય તયારે કરમ થયલા સમજવા.

**ઉપાય ૧લો**—જુના વાયવડંગ તોલા ૨ લઇ તેને ખાંડી પાણી સેર ૧માં ઉકાળવાં અને પાણી નવટાંક રહે તયારે ઊતારી ગાળી લેવું. અને તે પાણી ચમચો ૧ દીવસ ૭ સુધી સવાર બપોર ને સાંજ ત્રણ વખત પાવું. મોટા માણસને ઉપલોજ ઉકાળો નવટાંક દીવસમાં બે વાર પાવો. અથવા વાયવડંગ તોલા ૧નું ચુરણ બારીક કપડછિણ કરીને બચાંની ઉમરના પરમાણમાં દુધ અથવા મધ સાથે અરધા વાલથી એક વાલ સુધી દીવશમાં સાંજ સવાર બે વખત ચટાડવું.

**ઉપાય ૨જો**—ચોખું પાણી ચમચો ૧ લઈ તેમાં અડદની દાલ જેટલી હીંગ નાંખવી અને તેમાં કેલના સોપ (થાંભલાનું પડ) ની રાખ એક ચણોઠી જેટલી ઉપલા પાણીમાં મેળવવી તે દીવસ ૨ સુધી સવારે તથા સાંજે પાવું. ઉપર પરમાણે દર વખતે મેળવી પાવું. (પરેજી) બચું હોયતો તેની માએ અથવા ધાવે તેલ તથા ખટાસ બંધ રાખવા.

**ઉપાય ૩જો**—કેસુડીના ઝાડના બીજ (જેને પલસપાપડા કહેછે) તેવું એક બીજ લઈ તે આસરે વાલ ૧ દુધમાં ઘસીને એક વખત સવારે દીવશ પાંચ સુધી પાવું.

**ઉપાય ૪થો**—ડેકામલી એક ચણા જેટલી દુધમાં ઘસીને બચાંને સવારે તથા સાંજે બે વખત દીવશ સાત સુધી પાવી.

**ઉપાય ૫મો**—કરમથી માણસની સથીતી તદન બગડેલી હોય એટલે પાણી સરખું પણ ઊતરી શકતું નહીં હોય તયારે કેવડાના ઝાડના મુળીઆ ખાંડી અંદર પાણી નાખી તેનો રસ બનાવવો. તે રસની ગાંડમાં પીચકારી મારવી. એકથી બે પીચકારી મારવી. ઉપલી કરમની સઘળી દવા મોટા માણસોએ ઉપર જણાવેલા પરમાણથી ડબલ કરીને લેવી.

## ખુજલીની ઉપર ઉપાય.

**ઉપાય ૧લો**—સુકાં કોપરાને વાટી પાણીમાં ઘસીને ખુજલી ઉપર લગાડવું.

**ઉપાય ૨જો**—બોદારસીંગ પાણીમાં ઘસીને ખુજલી ઉપર લગાડવી.

**ઉપાય ૩જો**—કાલા કરમદા (ખાવાના) તેના મુલીઆ પાણીમાં ઘસીને ખુજલી ઉપર લગાડવા.

**ઉપાય ૪થો**—તુવેરની દાલને લોઢી ઉપર બાલી રાખ કરી મીઠા તેલમાં મેળવી ખુજલી પર લગાડવી.

**ઉપાય ૫મો**—પાણીએ ૧૦૦ વાર ધોએલા ઘી (તેમાંથી પાણી કાઢી નાખવું) માં કપીલો મેળવી લગાડવું.

**ઉપાય ૬ઠો**—બપોરીઆનો દારૂ બલી ગઆ પછી જે બલી ગએલો દારૂ કોડીઆમાં રહેછે, તે દારૂ, ગંધક, ને રાખ આ તરણે ચીજો સરખે ભાગે લઈ લિંબુના રસમાં ગુંટીને લગાડવું. આ સરવે ઉપાયો પાંચથી સાત દીવસ સુધી ચાલુ રાખવાં.

## સુકી ખુજલી ઉપર ઉપાય.

**ઉપાય ૭મો**—સુખડનું તેલ બે ચાર દીવસ લગાડવું.

**ઉપાય ૮મો**—સાગના ઝાડનું ફળ ગમે તેવી ખુજલી હોય તેપર ઘસીને લગાડવું અને ખુજલી ઘણી લીલી હોયતો એ ફળનો ભુકો કરી તે ઉપર લગાડવું.

## ખૉડાનો ઉપાય (માથામાં સફેદ ખોડો થાયછે તેના ઉપર ઉપાય.)

**ઉપાય ૧લો**—અરડુસાના ઝાડના મુલીઆને થંડા પાણીમાં ઘસી તેને જરા જાડું રાખી માથા ઉપર દીવસમાં તરણ વાર લગાડવું. તે એવી રીતે કે પેહેલા લગાડેલું હોય તેનાજ ઉપર ફરીને લગાડવું. બીજે દીવશે ધોઈ સાફ કરી ઉપર પરમાણે તરણ વાર લગાડવું એવી રીતે દીવશ ૩ સુધી ચોપડવું. એથી તદન સારૂં થાયછે (પરેજી—કઠોલ ખાવું નહીં).

## મોઢું આવેછે તેનું લક્ષણ તેના ઉપાય.

**લક્ષણ**—મોઢું સુજેછે તયારે પાણી પીવાતું નથી, તનખ મારેછે, સોજો આવેછે, મોઢું ઊઘડતું નથી, જહેરપર સોજો આવેછે, હોઠ પણ સુજેછે.

**ઉપાય ૧લો**—ફટકડી તોલો ૧ લઈ તેને બારીક ખાંડી ભુકો કરવો, તેને પાણી સેર ૨માં નાંખી ખુબ હલાવી તેને કપડાથી ગાળી નાંખવું. તે પાણીને એક દીવસ રાખી બીજે દીવસે તેમાંથી નીતરૂ પાણી નીતારી લેવું ને તે પાણીના કોગળા બે બે કલાકે કરવા. જો મોઢું ઊઘડતું ન હોયતો હોઠ પર તે પાણીમાં કપડું ભીંજાવી તેના મોઢા ઉપર પોતા બે બે કલાકે મુકવા. જો પીચકારી ચાલે તો પીચકારી મારવી આ પરમાણે કીધાથી દીવસ ૨ માં મોઢું સાફ થઈ જશે.

**ઉપાય ૨જો**—કાળા કરમદાના મુળીઆને પાણીમાં ઘસી મોઢાંમાં ચોપડવાં ને તે ચોપડવાથી પાણી નીકળે તે થુંકી નાંખવું. એમ દીવસમાં ૩, ૪ વખત કરે તો મોઢું દીવસ ૨માં સાફ થઈ જાય.

**ઉપાય ૩જો**—ચણોઠીનો પાલો તોલો ૦ા, જીરૂ તોલો ૦ા, સાકર તોલો ૦ા, આ તરણે ચીજોને ખાંડી બારીક ભુકો કરી મોઢામાં રાખે તો મોઢું સાફ થાય.

**ઉપાય ૪થો**—હરડા, બેડા, ને આમળા આ દરેક ચીજોમાંથી અંદરના ઠલીઆ કાઢી નાખી ને જે ઉપલી છોલ રહે તે દરેક છોલમાંથી તોલો એકેક લઈ તેમાં પાણી સેર ૧ નાખી ઊકાળવું. તેમાંનું પાણી બળતાં સેર ૦ાા રહે તયારે ઉતારી નાખવું, ને તે પાણીના કોગળા કરવા તેથી મોઢું સાફ થઇ જશે.

**ઉપાય ૫મો**—ખેરના લાકડાની છાલ અને બાવળની છાલ જો સુકી હોયતો દરેકનો સેર ૦ા ને લીલી હોયતો સેર ૦ાા લઈ તેને પાણી સેર ૪માં નાંખી ઉકાળવું ને તે પાણી બળતાં સેર ૨ રહે તયારે તેને ઉતારી નાંખી તે પાણીના કોગળા કરવા એથી મોઢું સાફ થશે.

**ઉપાય ૬ઠો**—બદામનો મગજ દુધમાં ઘસી મોઢામાં લગાડે તો મોઢામાં જે તનખ મારેછે તે બંધ થઇ જશે.

**ઉપાય ૭મો**—ખેરશાલ તોલા ૨ કાંચનના ઝાડની છાલ તોલા ૨ લઇ એક શેર પાણીમાં ઉકાલવું. અરધો શેર પાણી રહે તે ગાલી તેના કોગળા એક દીવશમાં બધા પાણીના કરવા એવી રીતે પાંચ દીવશ સુધી કીધાથી મુખનો રોગ મુળથી જશે.

## બઈરીઓનો રોગ યોની (પીસાબનો જગા) ઉપર બળતા થાયછે અને પીસાબ થોડો થોડો આવેછે તેના ઉપર ઈલાજ.

**ઉપાય ૧લો**—સુરજમુખીના ઝાડના મુલીઆ પાણીમાં ઘસી તેનું બે ચમચા ભરાય એટલું પાણી કરવું અને એટલુંજ પાણી દર વખત કરી દીવસમાં બે વખત (સવારે તથા સાંજે) પાવું એથી બે દીવસમાં અગન બંધ થઈ જશે ને પીસાબ સાફ થશે ને જો બે દીવસમાં ફાયદો થોડો થાય તો પાંચ સાત દીવસ સુધી કરવું.

**ઉપાય ૨જો**—લાલ અથવા પીળી માટી લઇ તેનું પાણી કરી ઉપલી તર કપડાથી ગાળી નાંખવી ને જાડું પાણી રહે તેમાં કપડું ભીંજાવી દીવસમાં બે તણ વખત પોતા મુકવા તેથી અગન બંધ થઇ જશે.

**ઉપાય ૩જો**—કેસુડીના ફુલ તોલા ૨, વાળો તોલો ૧, કમળના સુકા ફુલ તોલો ૧, બધી ચીજો એકઠી કરી તેમાં પાણી સેર ૧ નાખી ઊકાળવું ને તેમાંનું પાણી બળતાં નવટાંક રહે તયારે તે પાણીને ઊતારી નાંખવું ને કપડાંથી ગાળી તેમાં એક પઇસાભાર સાકર નાખી દીવસમાં બે વાર (સવાર ને સાંજ) પીવું. દરેક વખતે ઉકાળો નવો કરવો.

## બઈરાંને અટકાવ સાફ નથી આવતો તેનો ઇલાજ.

**લક્ષણ**—કેટલાક બઈરાંને અટકાવ આવેછે તે એકજ દીવસ દેખાયછે ને તેનો રંગ કાળો આવેછે; ને અટકાવ આવતાં પહેલાં બે ચાર દીવસ અગાઉ પેટમાં તથા કમરમાં દુખાવો થાયછે.

**ઉપાય ૧લો**—એલીઓ, કાળો બોળ, ને હીરાકસી સમ ભાગે લઈ જરા પાણી નાંખી ખલમાં ઘુંટવી ને તેની ચણા જેટલી ગોળી કરી તે ગોળી અટકાવના પાંચ સાત દીવસ આગમજ દિવરામાં બે વખત (સવાર ને સાંજ) એકેક ખાવી. ને અટકાવ દેખાય તાર પછી પણ બે દીવસ ખાવી. પછી બંધ કરવી.

**ઉપાય ૨જો**—કડું તથા ઇનદરવાણીના મુલ થંડા પાણીમાં ઘસી એક મોટો ચમચો સવાર સાંજ પીવુ એથી અટકાવ સાફ આવશે.

**ઉપાય ૩જો**—જયારે અટકાવ દેખાયછે તેજ વખતે બીજોરાના બીજ નંગ ૨૦ લઈ ઉપરની છાલ કાઢી નાંખી અંદરનો મગજ કાઢી લેવો ને તેને એક ચમચા દુધમાં વાટી પી જવું. તેથી અટકાવ સાફ આવશે. એ દવા દીવસ ૩ સુધી પીવી. અટકાવવાલી બાયડીને દુધ ખાવાની રજા નથી પણ આ દવામાં એક ચમચો ખાવાની રજાછે.

**ઉપાય ૪થો**—જયારે અટકાવ દેખાય તયારે સીતાફળના કાળા ફળીઆ ૭ અથવા ૮ લઈ તેની ઉપરની છોલ કાઢી નાખી અંદરનો મગજ લઇ પાણીમાં વાટી દિવસ ૩ સુધી સવાર સાંજ પાવું. જો તેથી ઝાડો ઉલટી થાયતો દીવસમાં એકજ વખત પાવું એથી અટકાવ સાફ આવશે.

**ઉપાય ૫મો**—તલના ઝાડને જડમુલથી ઉખેડી તેને આણી બાળી નાંખી તેની રાખ તોલો ૦ા પાણીમાં દીવસ ૩ સુધી પાવી. તેમાં જો પહેલેજ પડીકે અટકાવ સાફ આવે તો બીજું લેવાની જરૂર નથી. જે બળીને રાખ થાય તેને કપડાથી ચાળી સાફ કરવી.

**અટકાવ પાંચ દીવસ પછી આવેછે તે બંધ કરવાના ઉપાય.**

**ઉપાય ૧લો**—ધાયટીના ફુલ સાફ કરી તોલા ૨ લઈ તેમાં પાણી સેર ૧ નાંખી ઉકાળવું. તે પાણી બળતાં નવટાંક રહે તયારે તેમાં જરા મધ નાંખી દીવસ ૩ સુધી સવાર સાંજ પીવું એથી અટકાવ બંધ થશે.

**ઉપાય ૨જો**—રાળ વાટી કપડાંથી ચાળી તેમાંથી બે આની ભાર લઈ જરા મધમાં મેળવી દીવસ ૩ સુધી સવાર સાંજ ચાટે તો અટકાવ બંધ થશે.

**ઉપાય ૩જો**—રાન ઘેવડાની જડ તોલા ૩ લઇ તેમાં પાણી સેર ૧ નાંખી ઊકાળવું. તે પાણી બળતાં નવટાંક રહે તયારે તેને ગાળી સવાર સાંજ દિવસ ૩ સુધી બે વખત પાવું. દરેક વખત ઊકાળો નવો કરવો તથા નવટાંકે પાણી પી જવું.

**ઉપાય ૪થો**—ગજવેલ (લોઢાની ભશ્મ) સવાર સાંજ વાલ એકેક મધમાં ચાટે તો અટકાવ બંધ થાય.

**ઉપાય ૫મો**—કેસુડીની જડ, પહાડમુલ, લોધર, આ ૩ ચીજો એકેક તોલા લઇ તેમાં પાણી સેર ૧ નાંખી ઉકાળવી. તે પાણી બળતાં નવટાંક રહે ત્યારે ઊતારી ગાળી તે પાણી પી જવું. ઊકાળામાં બીજુ પાણી સેર ૧ નાંખી સાંજે ઊકાળવુ ને પછી તે ઊકાળો ફેંકી દેવો. બીજે દીવસે નવો સામાન નાંખી ઉકાળવું.

**ઉપાય ૬ઠો**—અગર પાણીમાં ઘસી પાયતો અટકાવ બંધ થાય.

## સ્તન (થાન) રોગના ઉપાય.

**ઉપાય ૧લો**—ઇનદરવાણીના મુળ, કોરકંડાના મુળ, હલદર, આંબા-હલદર, આ ચાર ચીજને પાણીમાં ઘસી, ગરમ કરી, સ્તન ઉપર લેપ કરવો. તેથી સોજો તથા તનખ મટી જશે.

**ઉપાય ૨જો**—ગણસુરીના મુળને પાણીમાં ઘસી લેપ કરીને તેના ઉપર સેક કરેતો સોજો તથા તનખ મટી જાય.

## સ્તન (થાન) પાકવા માંડેછે તેના ઉપાય.

**ઉપાય ૧લો**—દુધીના ઝાડના પાંદડા વાટી સ્તન ઉપર પોટીસ બાંધવી. એથી બળતરા બંધ થાય ને પાકીને ફુટી જાય.

**ઉપાય ૨જો**—કોકમને વાટી લુગદી કરી સ્તન ઉપર મુકી ઊપર ભીનું કપડું મુકવું. એ કપડાંને ભીનું ને ભીનું રાખવું. એ પરમાણે કરે તો પાંચ કલાકમાં પાકીને ફુટી જાય.

**ઉપાય ૩જો**—ગુલબાસીનો કાંદો છુંદીને પોટીસ મુકે તો પાકીને ફાટી જાય.

**ઉપાય ૪થો**—સીવનના ઝાડનો પાલો કુમળો લઇ તેને વાટી પોટીસ કરે તો પાકીને ફાટી જાય.

ઉપલા ઉપાયથી ફાટી ગયા પછી એના ઉપર રૂજ લાવવા સારૂ વડના ખરી ગએલાં પાંદડાં બાળી તેની રાખ ને ઘીમાં મેળવી ચોપડવી.

## પ્રદર (બઇરાંને સફેદ પાણી જાયછે તે) ના ઉપાય.

**લક્ષણ**—જે બાયડીને એ દરદ થતું હોય તેનું પેટ ફુલેછે, બધા સાંધા દુખેછે, માથું દુખેછે, ખાંસી થાયછે, નબળાઇ વધારે જણાયછે. કેટલાંકોને એ રોગ વધારે હોયછે તેને વખતે ગરભ પણ રહેતો નથી.

**ઉપાય ૧લો**—સેરણીના (એ નામે ઝાડ નદીમાં થાયછે, તે એક હાથ ઉચું થાયછે, ને તેનાં પાંદડાં બહુ ઝીણાં થાયછે) પાલાને ખાંડી ભુકો કરી દીવસમાં સવાર સાંજ બે વખત દીન ૭ સુધી એક પાવલી ભાર ભુકો, પાવલી ભાર ઘી, ને પાવલી ભાર સાકર મેળવી ચાટવું.

**ઉપાય ૨જો**—સફેદ જાસવંતીની જડ દુધમાં ઘસી સવાર સાંજ બે વખત એકેક ચમચો પીએ તો પ્રદર બંધ થાયછે.

**ઉપાય ૩જો**—આંગળી જેટલું ઝીણું કેળું થાયછે તેની છાલ પાતળી થાયછે તે કેળું તથા ઘી સવાર સાંજ એકેક ખાય તો દીવસ પાંચમાં ફાયદો થાયછે. પણ જો બબે તણતણ ખાયતો ફાયદો થતો નથી.

**ઉપાય ૪થો**—નાના ઊંદરની લીંડી લઈ ખાંડી કપડછિણ કરી તેમાંથી બેઆનીભાર દુધમાં લેવી. તેથી એકજ પડીકામાં અડધું પ્રદર બંધ થશે. આ ઓસડ સવાર સાંજ બે વખત દુધ તોલા ૨માં લેવું ને ઉપરથી જેટલું મળે તેટલું દુધ પીવું. આ ઓસડ દીવસ ૫ સુધી કરેતો ફાયદો કરશે.

## ગરભવાળી બાયડીને પ્રદર હોયછે તેની દવા.

**ઉપાય ૧લો**—કાચુ ઊમરફળ લઈ, તેને ખાંડી બારીક ભુકો કરી, તેમાંથી એક પાવલીભાર લઈ, તેમાં ઘી સાકર મેળવી, દીવસ ૭ સુધી સવાર સાંજ ચાટે તો ફાયદો થશે.

**ઉપાય ૨જો**—સાબરસીંગડાંને બાળી, રાખ કરી, તેમાંથી એક પાવલીભાર લઇ, તેને નવટાંક દુધમાં મેળવી, દીવસ ૭ સુધી સવાર સાંજ પીએ તો પ્રદર બંધ થશે.

**ઉપાય ૩જો**—સુકા સીંગોડાને ખાંડી બારીક ભુકો કરી, તેને દુધ સેર ૦। માં નાખી, કાંજી કરવી, અને તેમાં જરા સાકર નાંખી, દીવસ ૭ સુધી સવાર સાંજ પીએ તો પ્રદર બંધ થાય.

**ઉપાય ૪થો**—વાળો તોલા ૨, ને રતાંજળી તોલા ૨, લઇ, તેમાં જરા પાણી નાખી, તે ખાંડવા. એનું પાણી કરી કપડછણ કરવું, ને તે પાણીમાં કપડું ભીંજાવી, પીસાબની જગા ઉપર રાખે તો પ્રદર બંધ થાય.

**ઉપાય ૫મો**—આ ઉપલી દવાથી પ્રદર બંધ ન થાય, તો ઘાપણનો પથરો જે અબરખ જેવો થાયછે તેને ચુલામાં બાળી સફેદ ચુના જેવો કરવો. પછી તેનો ભુકો કરી કપડછણ કરી તેમાંથી છ આની ભાર લઇ તેમાં ઘી તથા સાકર મેળવી સવાર સાંજ બે વખત ચાટે તો પ્રદર બંધ થશે.

**ઉપાય ૬ઠો**—સુકાં સીંગાડાનો લોટ ને હલદર સમ ભાગે લઈ દુધમાં ખાય તો પ્રદર બંધ થાય.

**ઉપાય ૭મો**—જીણા કાંટા ગોખરૂ લઇ તેનો બારીક ભુકો કરવો. તે ભુકામાંથી બેઆનીભાર લઈ દુધ સેર ૦। માં નાખી ઊકાળવું. તે દુધ દીવસ ૭ સુધી સવાર સાંજ બે વખત પીએ તો પ્રદર બંધ થઈ જશે.

## છોકરૂં જનમતી વખતે બાયડી હેરાન થાયછે તેના ઇલાજ.

**ઉપાય ૧લો**—અડુસાના મુળીઆને થંડા પાણીમાં તોલા ૨ ને આસરે ઘસવા તે ઘસારામાંથી તોલા ૦॥ ને આસરે ડુંટી ઉપર ચોપડવુ. તોલો ૧॥ યોની (પીસાબની જગા) ઉપર ચોપડે તો તરતજ છુટા છેડા થાય.

**ઉપાય ૨જો**—ધેરોસા (ચુન્ના ઉપરની ભીંત સાથે જે કાળાં જાળાં થાયછે તે) બેઆનીભાર નવટાંક પાણીમાં નાંખી તે પાણી ગાળીને પાય તો તરત છુટા છેડા થાય.

**ઉપાય ૩જો**—કેળના ઝાડનો કંદ છુંદીને કમરે બાંધે તો તરત છુટા છેડા થાય.

**ઉપાય ૪થો**—દીવેલીના મુળીઆને ધીમાં ઘસી ચોની ( પીસાબની જગા ) માં લેપ કરે તો તરત છુટા છેડા થાય.

**ઉપાય ૫મો**—પાંઢરીના ઝાડના મુળીઆ કમરમાં બાંધે તો તરત છુટા છેડા થાય. (પાંઢરીની લાકડી હાથમાં હોયતો ભુત વળગે નહીં એવી કહેવતછે એ પાંઢરીનાં ઝાડ મહાબલેશ્વરમા ઘણાંછે.)

**ઉપાય ૬ઠો**—બે ચાર વખત વીઆયલી ગાયનું છાણ લઇ કપડામાં નીચોવવું. તેનો રસ નવટાંકને આશરે કાઢી તેમાં ગાયનું દુધ નવટાંક મેળવી પાય તો તરત છુટા છેડા થાય.

## માથાના રોગના ઉપાય.

**લક્ષણ**—માથુ દુઃખેછે તયારે કંઇ સુજ પડતી નથી. માથાના દુખાવાથી આંખ જાયછે માટે માથાના દરદ ઉપર નીચે લખેલી દવા બહુજ અનુભવેલીછે તે વાપરવાથી માથાનું દરદ જાયછે.

**ઉપાય ૧લો**—થંડુ મીઠું તેલ લઇ કાનમાં બે ટીપાં મુકવા ને તે બે મીનીટ રહેવા દઇ કાઢી નાંખવા. પછી ચાર ટીપાં મુકવા. તે ટીપાં અડધો કલાક સુધી રહેવાં દેવાં. એમ રાતમાં બે ચાર વખત કરેતો માથું દુઃખતું બંધ થાયછે.

ઉપર લખ્યા પરમાણે વગર માથું દુઃખનાર પણ કાનમાં તેલ અઠવાડીઆમાં એકેકવાર નાંખે તો તેને જીંદગી સુધી ચસમા આવતા નથી. ને આંખને કોઇપણ જાતનું દરદ થતું નથી.

**ઉપાય ૨જો**—હલદર તોલા ૨, ઘઉંનો લોટ તોલા ૨, મજીઠ તોલા ૨, ગોળ તોલા ૨, મીઠું તેલ તોલા ૨, એ બધી ચીજો એકઠી કરી માંહે પાણી નાંખી ચુલા ઉપર ઉનુ કરવું, અને સીજી રહે તયારે કપડાં ઉપર મુકી જેમ પોટીસ કરીએ છીએ એમ કરી માથા ઉપર મુકવું. એથી દીવસ ૫ માં માથાનું દરદ જાયછે. એ દવા બેવાર કરવી.

**ઉપાય ૩જો**—કેસુડીના ફુલ શેર ા લાવી તેને પાણીમાં બાફવા, પછી તેને ખુબ નીચોવવાં, પછી તે ફુલ માથા ઉપર મુકી ઉપર કપડું બાંધવું. એમ દીવસ ૫ સુધી કરેતો માથાનુ દરદ જાય.

**ઉપાય ૪થો**—ફટકડી વાલ ૨, નીમક (મીઠું) વાલ ૪, એ બેને એકઠાં કરી ખળમાં પાણી તોલા ૧૦ નાંખી ઘુંટવું પછી કપડાથી ગાળી તે પાણી રાખી તેમાંથી નીતરૂં પાણી લઇ પાંચ સાત ટીપાં નાકમાં નાંખી બેસવું. એથી નાકમાંથી તથા આંખમાંથી પાણી નીકળશે એટલે માથું દુઃખતું બંધ થશે. જે બાજુએ દુઃખતું હોય તે નસકોરાંમાં નાંખવું એથી આદાસીસી દુઃખતી બંધ થશે. એ દવા દિવસ ૩ સુધી કરવી.

**ઉપાય ૫મો**—ચોખું કોપરાનું તેલ રૂમાં ભીંજાવી માથા ઉપર મુકે તો માથું દુઃખતું બંધ થશે.

**ઉપાય ૬ઠો**—કોલીનજન, દીવેલીના મુળ, સુંઠ, આ ત્રણ ચીજોને છાશમાં ઘસી ગરમ કરી માથા ઉપર લેપ કરવો. આ દવા દીવસ ૫ સુધી કરેતો માથું દુઃખતું બંધ થશે.

**ઉપાય ૭મો**—સુકું જમરૂખ પાણીમાં ઘસી માથા ઉપર લેપ કરે તો માથું દુઃખતું બંધ થઇ જશે.

**ઉપાય ૮મો**—ચીનાઇ સાકર સેર ૦। ખાંડી ભુકો કરી કપડછણ કરવી. તેમાં ગાયનું દુધ સેર ૦॥ ને પાણી સેર ૦॥ માં મેળવી માથા ઉપર છાલકો મારવી. તેથી માથું દુઃખતું તરત બંધ થાય.

**ઉપાય ૯મો**—સસુરની દાળનો લોટ કરી તેને કપડછણ કરી તેમાં જરા પાણી નાંખી જાડું લાઇ જેવું કરી માથા ઉપર લેપ કરે તો માથુ દુઃખતું બંધ થાય.

## નાસા રોગ, (પીનસ) નાકના રોગનો ઉપાય.

**લક્ષણ**—નાકમાંથી પરૂ નીકળેછે, નાકની ઉપરનો ભાગ બેસી જાય છે, નાકમાંથી છોડ પડેછે, નાકમાંથી નઠારી વાસ ઊડેછે.

**ઉપાય ૧લો**—સફેદ મરીને ખાંડી બારીક ભુકો કરી તેને કપડછણ કરવું. તેમાંથી એક પાવલીભાર ભુકો બે ત્રણ તોલાને આશરે મોળાં દહીંમાં નાંખી દીવસ ૧૫ સુધી સવાર સાંજ ખાયતો પીનસ મટે.

**ઉપાય ૨જો**—ગલાસમાં પાણી સેર ૦। લઇ તેની ઉપર કલઇનો અથવા ચાંદીનો વાડકો ઢાંકવો. (બીજું વાસણ ઢાંકવું નહીં.) તે સવારમાં કલાક ૭ ને આસરે ઢાંકવું ને બીજે દીવસે સવારના દાતણ પાણી કરીને તે પાણી પી જવું. ને પાછું બીજું પાણી તેજ વખતે બીજા દીવસ સારૂ ઢાંકવું. એ પરમાણે દીવસ ૧૫ સુધી કરે તો પીનસ મટે. વાસણમાંતો ગલાસજ જોઇએ, સીસો ચાલે નહીં, કારણ કે સીસાનું મોઢું સાંકડું છે તેથી તે પાણી રાખવા સારૂ કાચનું. ચાંદીનું. અથવા કલઇનું, વાસણ જોઇએ.

**ઉપાય ૩જો**—ધાપણને ચુલામાં બાળી તેની રાખ કરવી. તે રાખમાંથી એક પાવલીભાર લઇ તેમાં એક પાવલીભાર ઘી ને એક પાવલીભાર સાકર મેળવી તે દીવસમાં બે વખત. સવાર સાંજ, ચાટે તો પીનસ મટે.

**ઉપાય ૪થો**—દરભ નામનું ઘાસ થાયછે (જેને બામણ લોકો પુજામાં ચઢાવેછે તે) લઇ તેમા થોડું પાણી નાંખી, ઘુંટીને તેનો રસ કાઢવો. તે રસ સેર ૦। હોયતો તેમાં નવટાંક ગાયનું ઘી નાંખી ઉકાળવો. અંદરનો રસ બાળી નાંખી ને અંદર ઘી રહે તેને કપડાથી ગાળી નાંખી તે ઘી નાકમાં થોડું થોડું મુકવું.

## કાનના રોગનો ઉપાય.

**લક્ષણ**—કાન પછાડી ગાંઠ થાય છે, તાવ બહુ આવે છે, માણુસ બે ભાન થાય છે, કાનમાં સણકા મારે છે. તે કઇ જગા ઉપર મારે છે તે સમજણ પડતી નથી. એ રોગ બહુ દુઃખ આપે છે. આ રોગ ઉપર જલદી દવા લાગુ પડતી નથી. આ રોગ ઉપર ખાતરીથી ગુણ કરનારી નીચે લખેલી દવાઓછે.

**ઉપાય ૧લો**—આદુના રસની ઉપલી તર તોલો ૧, મધ તોલો ૧, સીંધવ તોલો ૧, રીરરીનું તેલ તોલો ૧, આ ચારે દવા એકઠી કરી ચુલા ઉપર ઊકાળવી. બધું બાળી નાંખી ફકત તેલ રહે તે તેલના ટીપાં કાનમાં બબે, દીવસમાં ત્રણ વખત, દીવસ સાત સુધી નાંખવા એથી એ રોગને આરામ થાય.

**ઉપાય ૨જો**—દીનદાના (મુંબઇની આસપાસના પરગણામાં તથા કોંકણ જીલ્લામાં થાયછે. ઘાટ ઉપર થતાં નથી. ઘાટની નીચે થાય છે. શીવમારગી લોકો આ દીનદાના પાંદડાં ઉપર શ્રાવણ માસના

સોમવારને દીવસે જમે છે.) આના મુળીઆનો રસ કાઢી જેટલો રસ હોય તેટલું તેલ નાંખી ચુલે ઊકાળવા મુકવું. ને રસ બળી જાય ને તેલ રહે ત્યારે ઊતારી તે તેલ કાનમાં દીવસમાં બે વખત મુકવું એથી રોગ મટે.

## કાનમાં કંઈ અવાજ થાય છે ને માથું ભમે છે તેનો ઉપાય.

**ઉપાય ૩જો**—અગાડાના ઝાડને જડ મુળથી ઊખેડી તેને બાળી રાખ કરવી. ને તે રાખમાંથી તોલા ૨ લઇ તેમાં મીઠું તેલ શેર ૦। નાંખી ઊકાળવું. તેને ઊતારી તેલ થંડુ થાય પછી તેને કપડાથી ગાળી નાંખી તે તેલમાંથી બબે ટીપાં સવાર સાંજ મુકે તો કાનનો અવાજ મટે.

## કાનમાં સંભળાતું નથી તેનો ઉપાય.

**ઉપાય ૪થો**—ગાયનું મુતર, બકરીનું દુધ, મીઠું તેલ, પાણી દરેકનું પા પા સેર લઇ બધું એકઠું કરી બીલીના કાચા ને કુમળા ફળ તોલા ૪ ને આસરે લઇ તેના ઝીણા કટકા કરી ઉપલી ચીજોમાં મેળવી દઇ તેને ખુબ ઊકાળી બધું બળી જાય ને ફક્ત તેલ રહે તયારે ઉતારી નાંખી તેને કપડેથી ગાળી બબે ટીપાં કાનમા મુકે તો સંભળાય.

## કાન પાકેછે તેના ઉપાય.

**ઉપાય ૫મો**—બીજોરાના ફળની ઉપલી છાલ ને છેક અંદરનો ભાગ કાઢી નાંખી વચલો ભાગ લઇ તેને ખાંડી રસ કાઢવો ને તે રસમાં સાજી ખાર વાલ ૨ મેળવી કાનમાં નાંખવો તેથી પરૂ બંધ થઇ જશે.

**ઉપાય ૬ઠો**—દરો નામનું ઘાસ થાયછે તે ઘાસ લઇ તેમાં થોડું પાણી નાંખી તેને છુંદી રસ કાઢવો ને તે રસમાં મીઠું તેલ સમ ભાગે

નાંખી ઉકાળવું તે રસ બળી જાય તયારે ઊતારી તે તેલને ગાળી નાંખી કાનમાં મુકે તો પરૂ બંધ થાય.

**ઉપાય ૭મો**—સમુદરફીણુનો ભુકો કરી કપડાથી ચાળી તે બારીક ભુકો ચપટીમાં લઇ કાનમાં ભભરાવવો. પછી કાનમાં લીંબુના રસના ટીપાં મુકવા તેથી ઊભરો આવશે તે જરા વાર રહેવા દઇ અંદર નાંખેલી દવા ધોઇને સાફ કરવી એટલે પરૂ બંધ થઈ જશે.

**ઉપાય ૮મો**—રસાનજન ધાવણુમાં ઘસી ત્રણુ ચાર ટીપાં દીવસમાં બે વખત પાંચ દીવસ સુધી કાનમાં મુકે તો પરૂ બંધ થાય.

**ઉપાય ૯મો**—સેકટાના ફુલ લઈ તેને સુકવવા. પછી તેને ખાંડી ભુકો કરી તેની ચીપટી ભભરાવે તો પરૂ બંધ થાય, ને જો કોઈને વધારે પરૂ નીકળતું હોયતો ઉપર બતાવયા પરમાણે સમુદરફીણુવાળી દવા કરવી. પછી કાન ધોઇ નાંખી આ ફુલની ભુકી ભભરાવે તો પરૂ બંધ થાય. જો એથી નહીં સારૂ થાયતો એ ફુલમાં તેલ મેળવી કાનમાં મુકે તો પરૂ બંધ થાય.

## કાનમાં જીવડા પડેછે તેનો ઉપાય.

**ઉપાય ૧૦મો**—ભોંયરીંગણીના ફળ લઈ તેનો ભુકો કરવો. પછી સુડી જેવું પાતળું લોઢું તપાવી લાલચોળ થાય તયારે તેને બહાર કાઢી તે લોઢા ઉપર પેલા ભુકામાં જરા ઘી મેળવી તે ભુકો તે લોઢા ઉપર ભભરાવવો. તેથી ધુમાડો નીકળશે તે ધુમાડો કાનમાં જવા દેવો એ ધુમાડો કાનમાં જવાથી અંદરના બધા જીવડા ખરી પડશે ને પછી જીવડા પડશે નહીં. એ પરમાણે દીવસ ૫ સુધી કરવું.

## દાંતના દરદો ઉપર ઉપાય.

**લક્ષણ**—દાંત હાલે છે, દાંતમાં પાણી લાગે તો કળતર થાય છે, અવાળુ ફુલે છે, દાંતમાંથી પરૂ નીકળે છે, દાંતના નીચલા ભાગ ઉપર ચાંદી પડે છે, ઈત્યાદી.

**ઉપાય ૧લો**—હરડા, બેડા, ને આમળા, દરેકના તોલા ૩, લઇ તેને ખાંડી ભુકો કરી પાણી શેર ૧ માં નાંખી ઊકાળવું ને તે પાણી સેર ૦ાા રહે ત્યારે ઊતારી તેના સવાર સાંજ કોગળા કરે તો ચાંદી મટે.

## દાંત હાલે છે તેના ઉપાય.

**ઉપાય ૨જો**—જીરૂ, નીમક, સાવરીના કાંટા, ઈમજી હરડે, દરેકનો તોલો અકેકો લઇ ને તેને ખાંડી કપડછણ કરી તેમાંથી તોલો ૧, લઇ તેને જરા ઘુંટી દાંત ઉપર ઘસે તો દાંત હાલતા બંધ થાયછે. દાંત કોહી ગઆ હોય તેને પણ સાફ કરી મજબુત કરેછે. આ દવા દીવસ ૮ સુધી કરે તો ફાયદો થાય.

**ઉપાય ૩જો**—ઝીણી પીપર તોલો ૧, સીંધવ તોલો ૧, જીરૂં તોલો ૧, આ બધી ચીજોને એકઠી કરી ખાંડી ભુકો કરી કપડછણ કરી દીવસમાં બે વખત મંજન કરે તો દાંત હાલતા અને કળતર થતું બંધ થાય.

## દાંતમાં જીવડા પડેછે તેના ઉપાય.

**ઉપાય ૪થો**—ભોયરીંગણી, ગોરખમુંડી, સફેદ દીવેલીના મુળ, આ ત્રણે ચીજ બબે તોલા લઇ એક સેર પાણીમાં નાંખી ઊકાળવી. જયારે તે પાણી સેર ૦ા રહે તાયરે ઊતારી નાંખી તે પાણીમાં નવટાંક મીઠું તેલ મેળવી તેના કોગળા કરવા તેથી જીવડા મટી જશે.

**ઉપાય ૫મો**—સફેદ ઉપલસરીના પાંદડા વાટી લુગદી કરી દીન ૭ સુધી દાંત ઉપર મુકે તો અંદરના જીવડા નીકળી જાયછે.

**ઉપાય ૬ઠો**—હીરાકસી, હીંગ, તેલીઓ દેવદાર, ફટકડી આ ચારે ચીજો દરેકનો તોલો ાા લઇ બારીક ભુકો કરી કપડછણુ કરવી. ને તેની પાણીમાં ગોળી કરવી. તે ગોળી જયાં કળતર થતું હોય અથવા જીવડા હોય તયાં મુકવી એથી કળતર અને જીવડા બંને જતાં રહેશે. એ પરમાણે દીવસ ૭ સુધી કરવી.

**ઉપાય ૭મો**—ભીલામાને ચુલામાં બાળી રાખ કરી જેટલી રાખ હોય તેટલોજ સફેદ કાથો લઈ બહુ ઝીણો વાટવો. અને બંનેને ભેગા કરી દાંત ઉપર ઘસે તો દાંત બહુજ મજબુત થાયછે ને દાંતમાં કંઈ પણ રોગ થતો નથી.

**ઉપાય ૮મો**—બકોલીના ઝાડની અંદરની છાલ તોલા ૨ લઇ તેની અંદર તોલો ાા એલચી ને તોલો ાા કાથો નાંખી બધી ચીજોને ઘુંટી તેનું રોજ મંજન કરે તો દાંત બહુ મજબુત થાયછે.

**ઉપાય ૯મો**—મોગલીએરણ નામનું ઝાડ થાયછે એને ઘણા લોકો નેપાલાનું ઝાડ કહેછે. એ ઝાડ વાડમાં ઘણા થાયછે ને આસરે બે હાથ ઊંચુ થાયછે. એના પાદડાં કાતરેલા જેવા હોયછે. એ ઝાડનું રોજ દાતણ કરે તો દાંત ઘણા મજબુત થાયછે, દાંત હાલતા બંધ થાયછે, દાત સડેલા હોય તે સારા થાયછે. આ ઝાડનું દાતણ દીવસ ૧૫ સુધી કરે તો ઘણોજ ફાયદો થાય.

## મરડાનો ઉપાય.

**લક્ષણ**—તાવ આવેછે, ઘડી ઘડી ઝાડે ફરવા જવું પડેછે, પેટમાં આંકડી આવીને એક બે ટીપાં ફીણ જેવું નીકળેછે, ગાડમાં બળતાં બળે

છે, કમરમાં દુખાવો થાયછે. નબળાઈ વધેછે, બીલકુલ ખવાતું નથી, ઇતયાદી.

**ઉપાય ૧લો**—પાકું પપઇઊં લઇ તેની ઊપલી છોલ છોલી નાંખી તેની ચાર ચીરી કરી અંદરના બીઆં કાઢી નાંખવા. પછી એથી ચાર વાલ ટંકણખાર લાવી તેનો ખુબ બારીક ભુક્રો કરી નીમકની પેઠે પપઈઆની એક ચીરી ઉપર ભભરાવવું. ને તે ચીરી ખાઈ જવી. એવી રીતે સવાર સાંજ બે ચીરી ખાવી એથી મરડો બંધ થઈ જશે.

**ઉપાય ૨જો**—વરીઆળી તોલા ૨, તેમાં અડધી સેકેલી ને અડધી કાચી એ બંનેનો બારીક ભુકો કરી તેમાં સાકર તોલા ૨, મેળવી દીવસ ૩ સુધી સવાર બપોર ને સાંજ અડધો અડધો તોલો લઇ ફાકી મારવી એથી મરડો મટશે.

**ઉપાય ૩જો**—સોનામુખી તોલો ০I, વરીઆળી તોલો ০I, લઇ બંને ચીજોને ઘણીજ બારીકીથી સાફ કરવી. અંદર જરાપણ ડાંખળી કે કંઈ કચરો રહે નહી. સોનામુખીના પાંતરા સાથે જે ડાંખલી આવેછે તેપણ કાઢી નાંખવી ને ફક્ત પાંતરા રાખવા ને વરીઆલીની ડાંખળી પણ સાફ કરી ફક્ત વરીઆલી રહે એવી કરવી. આ બંનેને જેમ ભાંગ વાટેછે તેમ પાણી નાંખી અંદર જરાપણ કરગર રહે નહીં એવી બારીક વાટી તેને જેમ કપડામાં ભાંગ ગાળેછે તેમ એ બંને ચીજોને કપડાથી ગાળી તેનું પાણી સેર ০I કરવું. તેમાં સાકર તોલા ૧, ને આસરે નાંખી દીવસમાં ત્રણ વખત નાનાં છોકરાંને પાવું. આદમી મોટો હોય તો દરેક વખત પાપા સેર ત્રણ વખત પાવું. એથી મરડો તરત બંધ થઇ જશે ને દીવસમાં ફક્ત એક ઝાડો સાફ આવશે. બીજા લોકો એમ કહેશેકે સોનામુખી તો ઝાડો કરેછે પણ બીજી દવા સાથેછે તેથી ઝાડો કરતી નથી પણ ઉલટી ઝાડો બંધ કરેછે.

**ઉપાય ૪થો**—જાંબુના ઝાડની છાલ દુધમાં ઘસી તે ઘસારો આસરે તોલો ૧ કરવો. એ રસ સવાર સાંજ દીવસ ૨ સુધી પીએ તો મરડો મટે. નાના બાળકને પાપા તોલો પાવું.

**ઉપાય ૫મો**—મેથી સાફ કરી તોલા ૨, લઈ તેમાં જરા ઘી મેળવી તેને લોઢી ઉપર સોતળવી. તે મેથી લાલ થાય એટલે ઉતારી નાખી તેમાં સાકર તોલા ૧ ને આસરે નાંખી ઊની ને ઊની એજ તાવી ઉપર વાટવી. તેનો બારીક ભુકો કરી દીવસમાં ત્રણ વખત ફાકે તો દીવસ ૩માં મરડો મટી જાય.

**ઉપાય ૬ઠો**—એક બીનીનો મુરબ્બો લાવી તેના ચાર ભાગ કરવા. તેમાંનો અકેકો ભાગ સવાર બપોર ને સાંજ ત્રણ વખત ખાય તો દીવસ ૫ માં મરડો મટી જાય.

**ઉપાય ૭મો**—કોકમનું તેલ તોલા ૧ ને આસરે લઇ તેને ઊનું કરવું. તે તેલ સવાર સાંજ એકેક તોલો પીવું એથી મરડો દિવસ ૫માં મટી જાય.

**ઉપાય ૮મો**—જે દેશમાં સોપારી થાયછે તે દેશમાં ઝાડ ઉપરથી સોપારી ઊતારી તેના ઉપરના છોતરા ઊતારીને પાણીમાં રાંધેછે. તે પાણી લાલ રંગનું થાયછે, બેચાર દીવસ રહેછે તો સુકાઈ જાયછે, અને ગોળા જેવું થાયછે. પછી તેનો જે ભુકો કરાયછે તેને સોપારીનો કાટ કહે. તે કાટ બેઆનીભાર પાણીમાં નાંખી બે વખત સવાર સાંજ ખાયતો મરડો મટે.

**ઉપાય ૯મો**—દીવેલીના કાચા ફળ વાટીને દહીંમાં ખાયતો મરડો મટે. આસરે તોલા ૧ થી ૨ સુધી ખાવું.

## સીતળા આવેછે ને બીમારી થાયછે તે બીમારી ઓછી કરવાના ઉપાય.

**લક્ષણ**—માણસ ઘણું હેરાન થાયછે. તાવ આવેછે. સીતળા જરા જણાય કે તરત ઉપાય કરવો.

**ઉપાય ૧લો** આમીનો પાલો લઇ તેનો રસ તોલા ૧ ને આસરે કાઢી પાવો. એથી સીતળાવાલા માણુસને ઇજા થતી બંધ થશે.

**ઉપાય ૨જો**—લીલા વાંસની છાલને દેવતા ઉપર નાંખી ધુમાડો લે તો સીતળાની વેદના મટે. જો કદાચ લીલો વાંસ ન મળે તો સુકા વાંસની છાલ કાઢી તેનો ભુકો કરી તેનો ધુમાડો લે તોએ આરામ થાય.

**ઉપાય ૩જો**—કપાસીઆને ખાંડી ભુકો કરી તેને દેવતા ઉપર નાંખી તેનો ધુમાડો લેતો સીતળાની વેદના મટે. એથી ફાયદો ન થાય તો કપાસીઆના બીજનો મગજ કાઢી તેને દેવતા ઊપર નાંખી તેનો ધુમાડો લેવો, તેથી ફાયદો તરત થશે.

**ઉપાય ૪થો**—ચીચોડાને ખાંડી ભુકો કરી તેમાં ખાંડેલી હલદર લેવી ને તે દરેકમાંથી બબેઆનીભાર લઇ પાણીમાં ફાકે તો સીતળા તદન નરમ પડી જાય. આ દવા દીવસમાં બે વાર લેવી.

## આમલપીત (જમીને ઉલટી થાય તે) ઉપર ઉપાય.

**લક્ષણ**—જમીને તરત પાછું ઓકી કાઢે, ચકરી આવે. ગળામાં બળતરા થાય, છાતીમા બળતરા બળે; એને આમલપીત કહેછે.

**ઉપાય ૧લો**—મોટી હરડેમાંથી ઠલીઓ કાઢી નાંખી. જે રહે તે તોલો ૧, પીપર તોલો ૧, એ બંનેને ખાંડી ભુકો કરી તેમાં ગોળ તોલા

૨, નાંખી તેની ચણીબોર જેટલી ગોળી કરવી. એ ગોળી એકેક સવાર સાંજ ખાયતો આમલપીત દીવસ ૭માં જાય. (પરેજીમાં દુધ, ભાત, દુધી, ગીલોડાનું શાક એટલી ચીજ દીવસ ૭ સુધી ખાવી. તેલ, મરચું, આમલી બીલકુલ ખાવું નહીં.)

**ઉપાય ૨જો**—આમલીની સહુથી ઉપરની પાતળી સુકી છાલને બાળી નાંખી તેની રાખ કરી તે રાખ બે વાલથી ચાર વાલ સુધી આદમીની શકતી જોઈ દુધ તોલા ૨ માં દીવસ ૭ સુધી સવાર સાંજ પાય તો આમલપીત જાય. (આમલીના ઝાડની છાલ નહિ.)

**ઉપાય ૩જો**—કાળી દરાખના અંદરના ઠળીઆ કાઢી નાંખી દરાખ નવટાંક લઇ અને તેમાં સાકર નવટાંક મેળવી બંનેને ખુબ ઘુંટી તેની નાની સોપારી જેટલી ગોળી બનાવવી. તે ગોળી દીવસ ૭ સુધી સવાર સાંજ એકેક ખાયતો આમલપીત જાય.

**ઉપાય ૪થો**—ઈડ લીંબુ નામનું લીંબુ થાયછે, તે લીંબુનો રસ તોલો ૧ કાઢી તેમાં પીપરની ભુકી વાલ ૨ નાંખી પીએ તો આમલપીત જાય. આ દવા ઉપર બતાવયા પરમાણે સવાર સાંજ પીવી.

**ઉપાય ૫મો**—જેઠામાંઊસી, મોટી રીંગણી, અતીવીસની કળી, ગળો, આ દરેકનો અડધો અડધો તોલો લઇ તેનો બારીક ભુકો કરી પાણી શેર ૧, માં નાંખી ઊકાલવું. પાણી નવટાંક રહે ત્યારે ઊતારી તે પાણી એકી વખતે પી જવું અને અંદર જે ભુકો રહે તેમાં પાણી શેર ૧, પાછું નાંખી સાંજે ઊકાળી ને નવટાંક પાણી રહે તયારે પીવું. પછી પેલો ઊકાળો કાઢી નાંખવો. એ પરમાણે દીવસ ૭. સુધી કરે તો આમલ પીત જાય.

**ઉપાય ૬ઠો**—ભોંયરીંગણી, ગળો, અડુસો, ધાણા, એકેક તોલો લઇ ખાંડી ભુકો કરી પાણી સેર ૧ માં નાંખી ઊકાળવું. પાણી નવટાંક રહે તયારે ઊતારી નાંખી તે એકી વખતે પી જવું ને અંદર જે ભુકો રહે તેમાં પાણી સેર ૧ નાંખી સાંજે ઊકાળી તે પાણી નવટાંક રહે તયારે ઊતારી પી જવું. જે ઊકાળો રહે તેને ફેંકી દેવો ને બીજે દીવસે ઊકાળો નવો કરવો. એવી રીતે દીવસ ૭ સુધી કરે તો આમલપીત જાય.

**ઉપાય ૭મો**—બીજોરાની જડ તોલા ૨, મગ એક મુઠી, તે બંને લઇને જરા ખાંડી પાણી સેર ૧ માં નાંખી ઊકાળવું. તે પાણી નવટાંક રહે તયારે ઊતારી ગાળીને પી જવું. એજ દવામાં પાણી સેર ૧ નાંખી સાંજે ઊકાળવી, પાણી નવટાંક રહે તયારે પી જવું. એ પરમાણે દીવસ ૭ સુધી સવાર સાંજ કરવું.

**ઉપાય ૮મો**—અતીવીસની કળી, અને મોથ. એ બંનેનો તોલો એકેક લઇ ખાંડી કપડછિણ કરી બંનેમાંથી એકેક વાલ લઇ મધમાં ચાટે તો આમલપીત મટે.

## ઉપદંશ (ઇનદ્રી ઉપર ચાંદી પડેછે તે) ઉપર ઉપાય.

**લક્ષણ**—ઇનદરી ઉપર સોજો આવેછે. તનખ મારેછે, બીલકુલ ચલાતું નથી, ફુલ ઉઘડતું નથી. ઊઘાડું ફુલ હોય તો ચામડી સોજાને લીધેં પાછી આવતી નથી, પીસાબ અડધી ઇનિદરીમાં કાણું પડી તેમાંથી આવેછે, ને બહું હેરાન થવાયછે. એનો બરોબર ઇલાજ નહીં મળે તો ઇનદરી ખરી જાયછે. એ રોગ સમાગમથી અથવાતો ખજવાળવાથી થાય છે, ઘસારાથી પણ થાયછે.

**ઉપાય ૧લો**—કેસુડીના ફુલ સેર ૦। પાણીમાં બાફીને પાણી કાઢી નાંખવું. અને ફુલને જયાં સોજો હોય એટલે ઇનદરીના સોજા ઉપર પાટો

બાંધવો. એ પરમાણે દીવસ ૨ સુધી બાંધે તો સોજો ઊતરી જાય, દીવસમાં બે વખત પાટો બાંધવો. બાફેલા ફુલને ખુબ નીચોવી પાણી કાઢી નાંખવું.

**ઉપાય ૨જો**—ગણસુરીના મુળીઆને પાણીમાં ઘસી સોજા ઉપર ચોપડી ઉપર દેવતાનો શેક કરે તો સોજો નરમ પડી જાય.

**ઉપાય ૩જો**—રાળ તોલો ૧ લઇ તેને ખળમાં ઘુંટી તેમાં ઊડીનું તેલ મેળવી ફરીથી ઘુંટવું, એટલે મલમ જેવું થઇ જશે, તેની પટી કરી જયાં ચાંદી હોય તેનાપર બે વખત લગાડવાથી રૂજ આવશે.

**ઉપાય ૪થો**—સપેતી (જે ગાંધીને તયાં મળેછે) જે જગા ઉપર ચાંદી પડી હોય તયાં ચપટી લગાડવી. તેથી રૂજ આવી જશે ને જો કદાચ એનાથી રૂજ નહીં આવે તો મીણ અથવા "સીમપલ ઑઇલ" માં એ સપેતી નાંખી મલમ બનાવવો. એ મલમની પટી કરી ચાંદી ઉપર લગાડે તો ચાંદી સાફ થઈ જશે.

**ઉપાય ૫મો**—બોદારસીંગ પાણીમાં ઘસી ચાંદી પર લગાડે તો ચાંદી સાફ થઈ જાય.

**ઉપાય ૬ઠો**—માઉ સરસને ઊકાળીને અંદરથી જે ધુમાડો નીકળે છે તેનો ચાંદી ઇપર ધુપ લેતો ચાંદા સુકઇ જાય.

**ઉપાય ૭મો**—હરડા, બેડા, ને આમળા, એ ત્રણે ચીજોના ઠળીઆ કાઢી સમ ભાગે લઈ ખાંડી ભુકો કરી બાળવો ને એની રાખને મધમાં નાંખી ખુબ ઘુંટી મલમ જેવું બનાવવું. તેની પટી મારવી તેથી ચાંદી સાફ થાય.

**ઉપાય ૮મો**—બોરડીના કુમળા પાંતરા લઇ તેને સુકવી તેને ખાંડીને બારીક ભુકો કરી ચાંદી ઉપર લગાડે તો ચાંદી સાફ થશે.

**ઉપાય ૯મો**—સંખજીરાને ખાંડી બારીક ભુકો કરી ચાંદી ઉપર લગાડે તો ચાંદી મટે.

**ઉપાય ૧૦મો**—સાગના ફળ વટાણા જેવાં આવેછે તેને પાણીમાં ઘસી ચાંદી ઉપર લગાડે તો ચાંદી સાફ થશે.

**ઉપાય ૧૧મો**—આમલીના પાણીથી કાથો ઘસી ચાંદી ઉપર લગાડે તો દીવસ ૩ માં આરામ થાય. (આમલીને પલાળી તેને ખુબ મસળી પાણી ગાળી લેવું ને તે પાણીમાં કાથો ઘસવો.)

**ઉપાય ૧૨મો**—સેકટાના ફુલને સુકવી ખાંડી બારીક ભુકો કરી ચાંદી ઉપર લગાડે તો ચાંદી સાફ થાય.

**ઉપાય ૧૩મો**—ખેરના લાકડામાંથી જે ચોખી ખેરસાલ નીકળેછે તેને ઘુંટી બારીક કરી ચાંદી ઉપર લગાડે તો ચાંદી મટે.

**ઉપાય ૧૪મો**—ઝેરકચોરાની જડને થંડા પાણીમાં ઘસી ચાંદી ઉપર ચોપડે તો તરત આરામ થાય.

**ઉપાય ૧૫મો**—વડના તથા નગોડના પાંતરાં બાળી તેની રાખને ચાંદી ઉપર ચોંટાડે તો આરામ થાય.

**ઉપાય ૧૬મો**—કોડીને દેવતામાં બાળી તેની રાખને ઘીમાં મેળવી ચોપડે તો આરામ થાય.

## ચાંદી તથા પરમીઆ બંનેની ભેગી દવા.

**ઉપાય ૧લો**—ફટકડી ઝીણી મેદા જેવી વાટી માણસની ઉમર તથા શકતી પરમાણે બેઆનીથી ચાર આનીભાર તોલા ૨ ઠંડા પાણીમાં નાંખી પી જવું. પછી તરત ઉપર કાંઈપણ ખાવાનું ખાવું, નહિ તો ના શેર દુધ પીવું. એથી ઉલટી થાયતો હરકત નહિ. આથી ગમે એવી ચાંદી તથા પરમીઓ તથા અંગ ઉપર થએલું વિસ્ફુટક દિવસ સાતની અંદર મટી જાય.

## દાઝેલા ઉપર ઉપાય.

**ઉપાય ૧લો**—જુના ચુનાને વાટી દહીંના પાણીમાં ઘુંટી જે જગા ઉપર દાઝેલો હોય તે જગા ઉપર ચોપડે તો આરામ થાય.

**ઉપાય ૨જો**— દાઝે તે વખતે થુવેરના ઝાડનું દુધ ચોપડે તો ફોલા ઉઠે નહીં ને સારૂ થઇ જાય.

**ઉપાય ૩જો**—સાવરીના રૂને બાળી રાખ કરી તેને દાઝેલી જગા ઉપર ચોંટાડે તો આંરામ થાય.

**ઉપાય ૪થો**—કરમદાના મુળીઆ ઘસી ચોપડે તો દાઝેલી જગા સારી થાય.

## લોઢાના ઘા લાગવાથી જખમ થાયછે તેમા ઈલાજ.

**ઉપાય ૧લો**—ઘોડાવજ, નઘોડનો પાલો, મરી, આ ત્રણે ચીજો જુદી જુદી લઈ પહેલી ઘોડાવજને ચુલા ઉપર લોઢીમાં નાંખી બાળવી. બળી રહે કે તરત એ ઉતારી ખળમાં ઘુંટી છેક બારીક કરી કપડેથી ચાળી નાંખી તેને જુદી રાખવી. એ પરમાણે નઘોડના પાલાને તથા મરીને જુદા જુદા બાળી ખળમાં ઘુંટી બારીક રાખ કરી દરેકમાંથી પાવલી

બાવલી બાર લઈ તેને એકઠું કરી તેમાં નરમ મીણુ તોલો ૧॥ નાંખી ઘુટવું. એટલે મલમ જેવું થશે તે મલમની જ્યાં ઘા લાગ્યો હોય તેના ઉપર પટી મારવી. એથી ચાર પાંચ દીવસમાં સારૂં થશે.

## હાથ પગમાં રસ ઉતરેછે તેના ઉપાય.

**ઉપાય ૧લો**—તુલસીના સુકા લાકડા, વરધારા. બંને ચીજોને સમ ભાગે લેઈ ખાંડી ભુકો કરવો. તેમાંથી અડધો તોલો મધમાં મેળવી દીવસ ૧, સુધી સવાર સાંજ ચાટે તો આરામ થાય.

## હાથ પગ ઉપર લગાડવાની દવા.

**ઉપાય ૨જો**—કોથમીનો રસ કાડી તેમાં આંબા હલદરને ફટકડી ઘસી દીવસ ૧, સુધી સવાર સાંજ ચોપડે તો આરામ થાય.

**ઉપાય ૩જો**—ગણસુરીની જડ, અયડુસાની જડ, થંડા પાણીમાં ઘસી દીવસ ૧, સુધી સવાર સાંજ ચોપડે તો આરામ થશે.

**ઉપાય ૪થો**—સુગડલેટ તોલો ૧, લઇ પાણી સેર ૦॥ માં નાંખી આંગળીથી હલાવી તેમાં કપડું ભીંજાવી પોતા મુકવા. તે પોતા હંમેસા લીલા ને લીલા રાખવા. એવી રીતે કરે તો દીવસ ૧, માં સોજો નરમ પડી જાય.

**ઉપાય ૫મો**—ફટકડી તથા સુકો સુગડલેટ બંને સમભાગે લેઇ ખળમાં ખુબ ઘુંટવા. તેથી પાંચેક મિનિટમાં મલમ જેવું પાતલું, પાણી લીધા વગરજ થઇ જશે. તેનો સુજેલા ભાગ ઉપર કુચડાથી લેપ જલદીથી કરવો. તે લેપ પાંચ સાત મિનિટમાં સુકાઈ જશે. તે આખો દિવસ રાખવો. એ રીતે દિવસ ૧૫-૨૦ કરયાથી મટી જશે. એક દહાડાનો લેપ બીજે દહાડે ધોઈ નવો લગાડવો.

## કોથળીમાં રસ ઉતરે છે તેના ઉપાય.

**ઉપાય ૧લો**—સુંઠ તોલો ૦॥, દીવેલીના મુળીઆ તોલો ૦॥, મોટા હરડા તોલો ૦॥, આ ત્રણે ચીજો એકઠી કરી પાણી સેર ૧ માં નાંખી ઊકાળવી, ને પાણી નવટાંક રહે તયારે ઊતારી તેને કપડાથી ગાળી તેમાં દીવેલ તોલા ૧॥ થી ૨ સુધી નાંખી તે પાણી પી જવું. આ ઓસડ દીવસ ૭ સુધી દીવસમાં એકજ વાર પીવું.

## કોથળી ઉપર લેપ કરવાના ઉપાય.

**ઉપાય ૨જો**—સુંઠ, વચનાગ, રેવંચીનો શીરો, ઇસેસ, ગુજર, કાળા મરી, દરેકનો તોલો ૦॥ લઈ ખાંડી બારીક ભુકો કરી સરેસ (જે લાકડા ચોંટાડવાના કામમાં આવેછે તે) તોલા ૨ લઇ બધી ચીજ એકઠી કરી તેમાં જરા પાણી નાંખી ઊકાળવું. તે જયારે લેપ જેવું થઇ જાય તયારે ઊતારી નાંખી તે લેપ કોથળી ઉપર મારવો. ને તેના ઉપર રૂ ચોંટાડી, ઉપર લંગોટ બાંધવો. એ પરમાણે દીવસ ૭ સુધી કરે તો આરામ થાય.

**ઉપાય ૩જો**—ગાયતું મુતર વીસ વખત ગાળી સવારમાં નવટાંક પીએ તો દીવસ ૧૫ માં આરામ થાય. ને કોઈ દીવસ ગોળીએ રસ ચઢે નહીં.

**ઉપાય ૪થો**—ઘોડાવજ ગાયના મુતરમાં ઘસી લેપ કરે તો દીવસ ૭ માં કોથળીનો રસ જાય.

**ઉપાય ૫મો**—દારૂ, હલદરનો ભુકો તોલો ૦॥, ગાયતું મુતર તોલા ૨॥, બંને ચીજને એકઠી કરી સવારમાં દીવસ ૧૫ સુધી પીએ તો કોથળીએ આરામ થાય.

**ઉપાય ૬ઠો**—તંબાકુના પાંતરા ઉપર સેલારસ ચોપડી કોથળી ઉપર બાંધવો. તેથી એક બે ઊલટી થાયતો એની કંઇ ફીકર નહીં. આ પાંતરા દીવસ ૩ સુધી બાંધે તો કોથળીનો રસ નરમ પડે.

**ઉપાય ૭મો**—ચીકણા મુળ તોલા ૨ લઇ પાણી સેર ૧માં નાંખી ઊકાળવાં. તે પાણી નવટાંક રહે તયારે ઊતારી ગાળી નાંખવું ને તેમાં દીવેલ તોલા ૨ નાંખી સવારમાં પી જવું. એ પરમાણે દીવસ ૧૪ સુધી કરે તો કોથળીનો રસ મટે.

**ઉપાય ૮મો**--સીંધવ તોલા ૪ લઇ તેમાં જરા ઘી નાંખી ખળમાં ઘુંટવો. તેને ગરમ કરી કોથળી ઉપર લગાડવો. એમ દીવસ ૧૪ સુધી લગાડે તો કોથળીનો રસ મટે.

**ઉપાય ૯મો**—ભારંગમુળ ચોખાના ધોવણમાં ઘસી જરા ઊનું કરી કોથળી ઉપર લગાડે તો કોથળીનો રસ મટે.

## અંગ (શરીર) સુજી જાયછે તેના ઉપાય.

**ઉપાય ૧લો**—ગણુસુરીના મુળ પાણીમાં ઘસી જયાં સોજો હોય તયાં ચોપડવાં. તેના ઉપર છાણાના દેવતાનો ધુપ કરવો એથી સોજો નરમ પડી જશે.

**ઉપાય ૨જો**—બીજોરાના મુળ, જેઠા માંઊસી, નરવેલ, તેલીઓ દેવદાર, સુંઠ, રાસના, કરમદાનાં મુળ, આ બધી ચીજો ધંતુરાના પાલાનો રસ કાઢી તેમાં ઘસી ગરમ કરી સોજા ઉપર લેપ કરવો. એથી સોજો નરમ પડશે.

**ઉપાય ૩જો**—કડુંપટોળ, હરડા, બેડા, આમળા, તેલીઓ દેવદાર, સાંઠોડીના મુળ, બધી ચીજ એકેક તોલો લઇ પાણી સેર ૧ માં નાંખી

ઊકાળવી. તે પાણી નવટાંક રહે તયારે ઊતારી ગાળી નાંખી રોજ સવારમાં પી જવું ને અંદર દવા રહે તેમાં પાછુ પાણી સેર ૧ નાંખી ઊકાળવું ને નવટાંક પાણી રહે તયારે કાઢી લઈ તે સાંજે પીવું. ઉકાળો ફેંકી દેવો ને બીજે દીવસે નવો ઊકાળો ઊકાળવો. આ દવા દીવસ ૧૪ સુધી કરવી.

**ઉપાય ૪થો**—નગોડના બીજ, ચીત્રક, સુંઠ, મોથ, જીરૂ, ભોંયરીંગણી, પહાડમુળ, હલદર, પીપર, ગજપીપર, આ બધી ચીજ એકઠી કરીને સમ ભાગે લેવી. એને ખાંડી બારીક ભુકો કરી કપડછિણ કરવી. એ દવા સવારે સાંજે પાવલી પાવલી ભાર લઈ ફાકી મારવી ને ઉપર પાણી પીવું એથી સોજો નરમ પડશે:

**ઉપાય ૫મો**—ઝેરકચોરાના મુળીઆ પાણીમાં ઘસી ગરમ કરી લેપ કરે તો દીવસ ૮ માં સોજો નરમ પડશે.

**ઉપાય ૬ઠો**—હલદર, ઝેરકચોરાના બીજ, રેવંચીનો શીરો, ફટકડી, વચનાગ, ગાયના મુતરમાં ઘસી ગરમ કરી લેપ કરે તો સોજો મટે. આ દવા દીવસ ૭ સુધી કરવી.

**ઉપાય ૭મો**—અડુસો, ભોંયરીંગણી, ગળો, ડોરલી, આ બધી ચીજ એકેક તોલો લઇ પાણી સેર ૧ માં નાંખી ઊકાળવી. ને પાણી નવટાંક રહે તયારે ઊતારી તે પાણી સવારે પી જવું ને અંદરની દવા રહેવા દઇ પાણી સેર ૧ નાંખી સાંજે પાછું ઊકાળવું ને તે પાણી નવટાંક રહે તયારે કાઢી પી જવું. અંદરની દવા ફેંકી દેવી ને બીજે દીવસે નવી દવા નાંખી ઉકાળો કરવો. એ પરમાણે દીવસ ૭ સુધી કરે તો સોજા નરમ પડી જાય.

**ઉપાય ૮મો**—વડની છાલ ને ઊમરાની છાલ બંનેને ઘીમાં ઘસી ચોપડે તો આરામ થાય. ઘીમાં નહીં ઘસાય તો આ બંને છાલને છુંદી

અંદર ઘી મેળવી દીવસ ૪ સુધી લેપ કરે તો સોજો નરમ પડી જાય.

**ઉપાય ૯મો**—વડ, ઊમરા, પીપલા, પાયરી, નેતર, જાંબુ, આ બધી ચીજોની છાલ સમ ભાગે લઇ છુંદી તેમાં ઘી મેળવી ચોપડે તો ગમે તેવો સોજો હોય તે દીવસ ૫ માં સારો થઇ જશે.

## પેટમાં જલંદર થાયછે તેના ઉપાય.

**ઉપાય ૧લો**—ગણુસુરીના મુળ તોલા ૨ લઇ તેને પાણીમાં ઘસી પાય તો જલંદર દીવશ ૧૪ માં મટી જાય.

**ઉપાય ૨જો**—આરીનતરાની છોલ તોલા ૪ લઈ, જરા ખાંડી, તેમાં પાણી સેર ૧ નાંખી, ઊકાળી, તે પાણી નવટાંક રહે તયારે ઊતારી, ગાળી, તેમાં જરા મધ નાંખી પાવું. એથી જલંદર મટશે. આ દવા દીવસ ૧૪ સુધી કરવી. આ છોલ એકજ વખત ઊકાળવી, સવારે ઊકાળો તો તેમાંથી પાણી કાઢી લઈ તે છોલ ફેંકી દેવી. ને સાંજે બીજી નવી છોલ નાંખી ઊકાળવી. એ પરમાણે દીવશમાં બે વખત કરીને પાવી.

**ઉપાય ૩જો**—સાંખવેલીનો રસ તોલા ૫ લઇ તેમાં ઘી તોલા ૫ નાંખી ચુલા ઊપર ચઢાવી તેમાંનો રસ બાળી નાંખવો. જયારે ફકત ઘી રહે તયારે ઊતારી તે ઘીને ગાળી લેવું, ને તે ઘી સવાર સાંજ અડધો અડધો તોલો ખાવું એથી જુલાબ થાયછે ને જલંદર દીવસ ૧૪ માં મટેછે.

**ઉપાય ૪થો**—દાંતીના મુળીઆંનો રસ કાઢી તેમાં તેટલુંજ ઘી નાંખી ચુલા ઉપર ઊકાળવાં. રસ બળી જાય તયારે ઊતારી ઘી ગાળી નાંખવું ને તે ઘી સવાર સાંજ અડધો અડધો તોલો દીવસ ૧૪, સુધી ખાયતો જલંદર મટે.

**ઉપાય ૫મો**—સેકટાના ઝાડની છાલ તોલા ૨, મરી તોલો ૧, પીપર તોલો ૧, આમલવેનસ તોલો ૧, આ બધી ચીજોને પાણી સેર ૧ માં નાંખી ઊકાળવી. તે પાણી નવટાંક રહે તયારે કાઢી લઇ ગાળી નાંખવુ, ને જરા મધ નાંખી સવારે તથાં સાંજે પીવી. તેમાં સવારે જે પાણી ઊકાળે તે કાઢી લઈ તેમાંજ પાણી સેર ૧ નાંખી બીજીવાર સાંજે ઊકાળી પીવી, ને એ દવા કાઢી નાંખવી. આ દવા દીવસ ૧૪ સુધી કરવી.

**ઉપાય ૬ઠો**—છીપ (જે દરીઆમાં પાકેછે) પાંચ અથવા છ લઈ તેને બાળીને ખાખ કરવી ને તે ખાખને પાણી મણ ૧ માં નાંખી ખુબ હલાવવું ને પાણી જયારે એકરસ થઇ જાય તયાર પછી એ પાણીને રહેવાં દેવું પછી ઉપલું નીતરૂં પાણી નીતારી લઇ તે પાણીને ચુલા ઉપર બાળવું તે પાણી બધું બળી જાય તયારે અંદરના ભાગમાં થોડો સફેદ ખાર રહેછે તે ખાર કાઢી લઈ તેમાંથી વાલ ૨ લઈ દુધમાં મેળવી પી જવું એથી જલંદર બીલકુલ રહેતું નથી. આ દવા દીવસ ૧૪ સુધી ખાવી.

**ઉપાય ૭મો**—પીપલીમુળનો ભુકો તોલો ૧, મોટા હરડાનો ભુકો તોલો ૧, છોલેલું લસણ તોલો ૧, એટલી ચીજો લેવી. લસણ પહેલું ઘુંટવું તે પછી ઉપલી બે દવા નાંખી જરા ઘુંટવી. પછી એની નાની સોપારી જેટલી ગોળી બનાવવી, તે ગોળી સવાર સાંજ બંને વખત એકેક ખાવી ને ઉપર ઉનું પાણી પીવું. એથી જલંદર તરત મટી જશે. આ દવા દીવસ ૧૪ સુધી કરવી.

## માણસને પરમીઓ થાયછે તેના ઉપાય.

**લક્ષણ**—પીસાબમાં બળતા બળેછે, પરૂ વહેછે, તનખા મારેછેં, તાવ આવેછે, શકતી ઘણીજ ઓછી થાયછે, શરીરમાં દુખાવો થાયછે, શરીર ઉપરના વાળ ઊભા દેખાયછે.

**ઉપાય ૧લો**—મોરથુથુ વાલ ૫ લઈ તેનો બારીક ભુકો કરી તેમાં પાણી સેર ૦ાા નાંખી તે પાણી હલાવી ગાળી લેવું અને બાટલીમાં ભરી રાખવું. તેમાંથી નીતરૂં પાણી લઈ દીવસ ૫ સુધી દીવસમાં એક પીચકારી મારવી એથી એ દરદનો નાશ થાય.

**ઉપાય ૨જો**—પાણી તોલા ૫ માં અફીણ તોલો ૧, નાંખી તેને ખુબ મસળવું પછી એને ગાળી લેવું. ને જો પાણી જાડું થાય તો બે ચમચા બીજું પાણી નાંખી ગાળી લઇ તેની પીચકારી દીવસ ૪, સુધી દીવસમાં બે વખત મારવી એથી પરમીઓ મટશે.

**ઉપાય ૩જો**—હરડા, બેડા, આમળા, હલદર, દરેકનો એકેક તોલો લઈ પાણી સેર ૧, માં નાંખી ઊકાળવું, તે પાણી નવટાંક રહે ત્યારે કાઢી લઇ પી જવું એવી રીતે સાંજે પણ કરવું ને ઊકાળો વખતો વખત નવો નાંખવો. આ દવા દીવસ ૫, સુધી કરે તો પરમીઓ જડ મુળથી જાય.

**ઉપાય ૪થો**—ખજુરની પેશી ૩, પાણી સેર ૦। માં મસળી તે પાણી ગાળી તેમાં સીલાજીતનો ભુકો વાલ ૨, નાંખી પી જવું. એવી રીતે દીવસ ૫, સુધી બબે વખત કરે તો પરમીઓ જડ મુળથી જાય.

**ઉપાય ૫મો**—સફેદ કાથો તોલા ૨, લઈ પાણી સેર ૧, માં નાંખી ઊકાળવો ને પાણી નવટાંક રહે ત્યારે ઊતારી ગાળી લેવું તે પાણી દીવસ ૭, સુધી બબે વખત પીએ તો પરમીઓ જાય.

**ઉપાય ૬ઠો**—દરોના ઝાડનો રસ તોલા ૪, કાઢી, તેમાં દુધ તોલા ૨, સાકર તોલા ૨, નાંખી દીવસ ૭, સુધી દીવસમાં બે વખત પીએ તો પરમીઓ મટે.

**ઉપાય ૭મો**—વાયવડંગ, હલદર, ગોખરૂ, જેઠીમધ, દરેકનો તોલો એકેક લઈ પાણી સેર ૧, માં નાંખી ઊકાળવું ને પાણી નવટાંક રહે ત્યારે ઊતારી ગાળી લઈ દીવસ ૭, સુધી દીવસમાં બે વખત કરી પી જવું. ઊકાળો વખતો વખત નવો કરવો એથી પરમીઓ મટશે.

**ઉપાય ૮મો**—ઇનદર જવના ઝાડની છાલ, અસાણાની છાલ, મોથ, હરડા, બેડા, આમળા, (ઠલીઆ કાઢેલા,) એ બધી ચીજોનો એકેક તોલો લઇ પાણી સેર ૧, માં નાંખી ઊકાળવું ને પાણી નવટાંક રહે તયારે કાઢી ગાળી લઇ તે પાણી પી જવું. સવાર સાંજ બે વખત દીવસ ૭ સુધી પીવું ને ઊકાળો બે વખત (સવારે તથા સાંજે) ઊકાળી ફેંકી દેવો ને બીજે દીવસે નવો નાંખવો. એથી પરમીઓ મટી જશે.

**ઉપાય ૯મો**—લીલા આમળાનો રસ તોલો ૧, હલદર તોલો ૦।, મધ તોલો ૦।।, બધું એકઠું કરી પી જવું. આ દવા દીવસ ૭ સુધી બે વખત (સવારે તથા સાંજે) પીવી. એથી પરમીઓ જડમુળથી જાય.

**ઉપાય ૧૦મો**—ભોંયઆવળી, તજ, એલચી, મરી, તમાલપત્ર, સમ ભાગે લઇને તેનું ચુરણ કરવું. તેમાંથી એક પાવલીભાર લઇ મધમાં દીવસ ૭ સુધી સવારે તથા સાંજે ચાટવું એથી પરમીઓ મટશે.

**ઉપાય ૧૧મો**—પાખણભેદ દગડીનો બારીક ભુકો કરી એક પાવલી ભાર લઈ મધમા દીવસ ૭ સુધી સવાર બપોરને સાંજ ત્રણ વખત ખાવું. જો એનાથી આરામ ન થાય તો એક પાવલીભાર ભુકો ચોખાના ધોવણમાં નાંખી પીવો. એથી પરમીઆની જડ જશે.

**ઉપાય ૧૨મો**—મારેલો ગંધક સેર ૦।, ગોળ સેર ૦।, બંનેને મેળવી નાની સોપારી જેટલી ગોળીઓ બનાવવી. તેમાંથી એકેક ગોળી સવાર સાંજ લેવી એથી ગમે તેવો જુનો પરમીઓ હોય તેપણ જતો રહે.

## ગંધક મારવાની રીત.

ગંધક સેર ૦ા લઇ તેનો બારીક ભુકો કરવો. ઘી સેર ૦ાા ચુલા ઉપર ગરમ કરી તેમાં એ ગંધક નાંખી દેવો. પછી તેને હલાવવો ને જ્યારે લાલ તાર થાય તયારે થંડા દુધ સેર ૧ માં ગંધક તથા ઘી ચુલા ઊપરથી ઊતારી નાંખવા. બે મીનીટ પછી દુધ તથા ઘી કાઢી નાંખવું ને નીચે ગંધક રહે તેને ગરમ પાણીથી ધોઇ નાંખી લુગડાથી લુછી નાંખવો. આ ગંધક રહે તેને શુદ્ધ અથવા મારેલો ગંધક કહેછે.

**ઉપાય ૧૩મો**—સુકા સીંગોડાનો ભુકો તોલા ૪, રેવંચીની લાકડીનો ભુકો તોલા ૪, આ બંનેમાંથી પા પા તોલો લઈ નવટાંક પાણીમાં નાંખી પી જવું. આ પરમાણે દીવસ ૩ સુધી સવાર બપોર ને સાંજ ત્રણ વખત ઉપર બતાવયા પરમાણે વજન લઇ પીએ તો ગમે તેવો જુનો પરમીઓ હોય તે જાય.

## મુત્ર કૃચ્છ (પીસાબ થોડો થોડો થાયછે, બળતા બળેછે, અને પીસાબ અંદર રહેછે એવું લાગેછે.) ઉપર ઉપાય.

**ઉપાય ૧લો**—કપુર પાણીમાં વાટી દુંટી ઉપર લેપ કરે તો પીસાબ સાફ આવે.

**ઉપાય ૨જો**—કાકડીના બીજ પાણીમાં વાટી તેનો દુંટી ઉપર લેપ કરે તો પીસાબ સાફ આવે.

**ઉપાય ૩જો**—લીલા આમળા ખાંડી તેમાંથી રસ તોલા ૨ કાઢી તેમાં મધ તોલો ૦ાા મેળવી પાવું. આ પરમાણે દીવસ ૫ સુધી સવાર સાંજ પાયતો પીસાબ સાફ આવે.

**ઉપાય ૪થો**—શેરડીનો રસ નવટાંક લઇ તેમાં મધ તોલો ૧ નાંખી પીવું. આ પરમાણે દીવસ ૫ સુધી સવાર સાંજ પીએતો પીસાબ સાફ આવે.

**ઉપાય ૫મો**—કાળા ઇનદરજવની છાલ તોલો ૧ લઇ તેનો બારીક ભુકો કરી અડધો તોલો સવારે ને અડધો તોલો સાંજરે ગાયના દુધમાં દીવસ ૭ સુધી પીએ તો પીસાબ તદન સાફ આવે.

**ઉપાય ૬ઠો**—રાતા નાળીએરના પાણીમાં એલચી તોલો ૦। મેળવી દીવસ ૩ સુધી સવારે તથા સાંજે પીએતો પીસાબ સાફ આવે.

**ઉપાય ૭મો**—શેરડીને ચુલામાં સેકી તેમાંથી નવટાંક રસ કાઢવો, ને તે રસમાં ઊંદરની લીંડીનો ભુકો વાલ ૨ નાંખી તેને હલાવી તે રસ પાઇ દેવો. એથી તરત પીસાબ થશે. આ પરમાણે દીવસ ૨ સુધી સવાર સાંજ પાવો.

**ઉપાય ૮મો**—સતાવરીના મુળ તોલા ૨ ને પાણી સેર ૧ માં નાંખી ઊકાળવાં. ને તે પાણી નવટાંક રહે તયારે કાઢી લઈ તેમાં મધ તોલો ૦॥ ને ઘી તોલો ૦॥ નાંખીને પીવું; એથી પીસાબ સાફ આવશે. આ પરમાણે દીવસ ૭ સુધી સવાર સાંજ કરીને પાવી.

**ઉપાય ૯મો**—કુરડુતું ચુરણ કરી તેમાંથી તોલો ૦॥ લઇ ગાયની છાસ સેર ૦। માં નાંખી પીવું. આ પરમાણે દીવસ ૭ સુધી સવાર સાંજ કરીને પીએ તો પીસાબ સાફ થાય.

**ઉપાય ૧૦મો**—નાળીએરના ઝાડનાં મુળ તોલા ૨ અને તાડના ઝાડનાં મુળ તોલા ૨ એ બને લઇ પાણી નવટાંકમાં નાંખી છુંદવા ને તે પાણી ગાળી દીવસ ૫ સુધી સવાર સાંજ પાવું.

**ઉપાય ૧૧મો**—કેસુડીના ફુલ તોલા ૨ લઈ તેને પાણીમાં બાફવા, ને બફઈ રહે તયારે પાણી નીચોવી ફુલને દુંટી ઉપર બાંધવા. નીચોવેલાં પાણીમાંથી તોલા ૨ ને આસરે લઈ પી જવું. એથી પીસાબ સાફ થાય તો કંઇ હરકત થતી નથી. આ પરમાણે દીવસ ૫ સુધી સવાર સાંજ કરવું.

## અપસ્માર વાયુ (આંકડી આવેછે તે) ઉપર ઉપાય.

**લક્ષણ**—છાતીમાં અમુઝાણ થાય, અંગ ધુજે ને લાકડાં જેવું થઇ જાય, મુઠી વાળે તો ઊઘડે નહિ, શ્વાસો શ્વાસ ચાલે, મોઢામાં ફીણ આવે, બેભાન થાય, કોઇનો એક હાથજ હાલે, કોઇનો એક પગજ હાલે, અંગરેજીમાં આ રોગને ઈસ્ત્રીઆ કહેછે. ને આપણામાં આંકડી કહેછે.

**ઉપાય ૧લો**—ઘોડાવજ સેર ૧ લઇ તેને ખાંડી ભુકો કરવો, અને તે ભુકો આંકડી આવે તયારે તપખીરની પેઠે સુંઘાડવો, અને સવારે ને સાંજે અડધો અડધો તોલો લઇ મધમાં અથવાતો ઘીમાં ચટાડવો. જયારે નાકમાં સુંઘે તયારે બેચાર છીંકો આવે ને આંકડીનું દરદ મટે.

**ઉપાય ૨જો**—બીરબાવટી (ગાંધીને તયાં મળેછે) ના નંગ ૭ લઇ ખાવાના પાનનું બીડું કરી એ બીડામાં એ સાત નંગ નાંખવા અને તે બીડામાં જાયફળ, જાવંત્રી, કેસર, લવિંગ, બધું થોડું થોડું નાંખી દીવસમાં એક બીડું જયારે આંકડી આવે તયારે ખવડાવવું. બેચાર દીવસ રહીને બીજું બીડું ખવરાવવું.

## નાના બચ્ચાંને આંકડી આવેછે તેના ઉપાય.

**ઉપાય ૩જો**—તુલસીનો રસ ચમચો એક, ધાંગરાનો રસ ચમચો એક, એ બેમાં કસતુરી વાલ ૦॥ નાંખી મેળવી દીવસ ૨ સુધી ચટાડવું.

**ઉપાય ૪થો**—બ્રામીનો પાલો તોલો ૧, મરીના દાણા ૭ પાણી સેર ૧ માં નાંખી ઊકાળવાં. પાણી નવટાંક રહે તયારે ઊતારી ગાળી લેવું ને તે પાણી દીવસમાં ત્રણ વખત બબે ચમચા પાવું એથી આંકડી મટી જશે.

**ઉપાય ૫મો**—લધુરાલા અને કઉંદલના મુળીઆનો ભુકો કરી સુંઘે તો આંકડી મટે.

## વાયુ.

**ઉત્પન્ન થવાનું કારણ**—તળેલો પદારથ ખાવાથી; (પુરી, ભજીઆ વીગેરે) સીત પદારથ ખાવાથી; (દહીં, સીતાફળ,) અલ્પ ભક્ષણ કરયાથી; (ભુખ છે તેટલું ખાય નહીં ને થોડું ખાય તો હલકું અનાજ ખાવાથી; અતી મઇથુન કરયાથી; ઊજાગરો કરયાથી; વીશમ ઉપચાર કરયાથી; કફ, પીત, ઝાડો, પીસાબ, લોહી જવાથી; ખાડા ઉપરથી કુદકો મારી ઓળંગી જવાથી; પાણીમાં તરવાથી; વધારે ચાલવાથી; ગજા ઊપરાંત મેહેનત કરવાથી; કુદવાથી; રસ, લોહી, ધાતુ ઓછી થવાથી; ચીંતાથી; શોકથી; ઝાડો પીસાબ રોકાયાથી; લાકડી વાગવાથી; લાકડાંનો ધોકો લાગવાથી; અપવાસ કરવાથી; છાતીમાં કંઇ પણ લાગવાથી; ઘોડા, હાથી, ને ઊંટ, ઉપર બેસી દોડાવયાથી; ઘણા આનંદથી; ઘણું અચરજ પામવાથી; ઊભે ઊભે પાણી પીવાથી; ઘણી ચા પીવાથી; અફીણ વીગેરેનું વ્યસન કરવાથી; વાયુ ઊતપન થાયછે. તે આખા અંગમાં થાયછે. ને અડધા અંગમા પણ થાયછે.

## વાયુના લક્ષણ.

સાંધા રહી જાય, હાડમાં કોઇ ઠેકાણે તનખ મારે, સ્તંભ થઈ જાય, (અકડ થાયછે.) વાયુથી હાડકાંની ઉપરનો ભાગ નીકળી જાય; બકવાટ કરે પાંસળા, પીઠ, કમર, એ ઠેકાણે જુદા જુદા દુખાવા થાય; કોઈ લંગડો થાય; કોઈ પાંગળો થાય; કોઈ ખુંધો થાય; કોઈના અંગ ઉપર વગર કારણથી સોજા આવે; ઊંઘનો નાશ થાય; ગરભસ્થાન, સુકરસ્થાન, અટ-

કાવના સ્થાન, નાશ થાય; અંગ ધ્રુજે; અંગ સુન્ય પડી જાયછે; આંખ તથા નાક અંદર ખેંચાઇ જાયછે; અંગમાં તનખ મારેછે; પેટ મોટું થાય છે; ધાતુનો નાશ થાયછે; આ કારણોથી શરીરમાં ૮૪ જાતના વાયુ થાયછે.

આ વાયુના રોગો ઉપર કોઈ પણ વઇદે પ્રતીજ્ઞા કરવી નહીં કે હું આટલા દીવસમાં આ વાયુ કાઢીશ.

## કોઠાના વાયુનો ઉપાય.

**લક્ષણ**—ભુખ ઓછી લાગેછે, પગમાં કળતર થાયછે, પીઠમાં સુળ આવેછે, કોઇને પાંસળામાં પણ સુળ આવેછે, જે ખાધેલું હોયછે તે છાતીમાં રહેછે, ને છાતીમાં બળતા બળેછે, માથુ દુખેછે, અગર ભારે થાયછે, ઝાડો સાફ આવતો નથી. પેટમાં ગુડગુડ બોલેછે, કોઇ વખતે ઝીણી ચુક આવેછે.

## ઝાડો સાફ કરવાના ઉપાય.

**ઉપાય ૧લો**—સુકા ગુલાબના ફુલ નંગ ૨ લઇ તેની ડાંખળી કાઢી નાખી ચણાના લોટમાં મેળવી તેના ઘીમાં ભજીઆ તળીને ખાવા. એથી ઝાડો સાફ આવશે ને કોઠાનો વાયુ ઓછો થશે.

**ઉપાય ૨જો**—કાચકો નંગ ૧ લઇ તેને સેકી ઉપલી છોલ કાઢી નાંખી તે સવારે તથા સાંજે અડધો અડધો લઈ મધમાં ચાટવું. એથી ઝાડો સાફ આવે ને વાયુ હલકો થાય. જેને મધ નહીં ખાવું હોય તેને ગોળમાં ખાવું.

**ઉપાય ૩જો**—સાતવીણના ઝાડની છોલ તોલો ૦। લઇ તેના કટકા કરી નાંખવા, ને તે કટકાને સુકું કોપરૂં લઈ તેના બે કટકા કરી ઉપર નીચે રાખી વચમાં પેલા કટકા મુકી દીવસમાં એકજ વખત ખાઇ જવું. એથી વાયુ જશે.

**ઉપાય ૪થો**—સુંઠ, મરી, પીપર, પાંદેલોન, જીરૂ, ઝીણા હરડા, મીઠું, ટંકણખાર, સીંધવ, બીડલોર, સંચલ, ઉપલસરી, ભોંયરીંગણી, પહાડ મુળ, ઇનદરજવ, ચીત્રક, યવખાર, આ બધાને સમ ભાગે લઇ ચુરણ કરવું ને તે ચુરણ એક પાવલીભાર લઇ દારૂમાં, છાશની તરમાં, અથવા ગરમ પાણી સાથે, જેને જેમ ફાવે તેમ લેવું તેથી વાયુ જાયછે.

**શઠ ચરણ. (છ દવાના નામ.)**

ચીત્રક. ઇનદરજવ, પહાડમુળ, કડું, અતી વીશની કળી, ઈમિજી-હરડે, એ છ વસ્તુનું નામ સઠ ચરણ. સઠ ચરણ નામ આવે તયારે એટલી વસ્તુ સમજવી. આ ઉપલી છ વસ્તુ સમ ભાગે લઇ તેને ખાંડી ભુકો કરી એક પાવલીભાર પાણી સાથે ફાકે તો મરડો અને કોઠાના વાયુનો અને સાંધાના વાયુનો તરત નાશ થાય.

**ઉપાય ૫મો**—નગોડનો પાલો, અજમો, સુંઠ, હલદર, ચીત્રક, ઈનદર જવ આ બધી ચીજ સમ ભાગે લઇ તેને ખાંડી ભુકો કરી એકેક પાવલી ભાર સવાર સાંજ ગાયની છાશમાં અથવાતો મધમાં ચાટે તો કોઠાના વાયુનો નાશ થાય.

**ઉપાય ૬ઠો**—રાસના, દીવેલીના મુળ, ગળો, ધોડાવજ, પીળા કોરાટા, કવચના બીજ, ચવક, મોથ, ભારંગ મુળ, અજમો, કરમાણી અજમો, પહાડ મુળ, તેલીઓ દેવદાર, વાયવડંગ, કાકસીંગી, સુંઠ, ચીકણે મુળ, મોરવેલ, કુટકી, મજીઠ, સફેદ તથા કાળુ અતીવીશ, હરડા, બેડા, આમળા, કચોંરા પીપર. જવખાર, રતાંજળી, ગરમાળાનો ગોળ, કાયફળ, કુટજ, લાલ ધેટોની, દસમુળ, આ બધાનો અડધો અડધો તોલો લઈ જરા ખાંડવું ને એ બધું પાણી સેર ૧ માં નાંખી ઊકાળવું ને પાણી નવટાંક રહે તયારે ઉતાંરી નાખી પાણી ગાળી લેવું ને તે પાણીમાં મધ તોલો ાા

નાંખી પી જવું. આ પરમાણે સવાર સાંજ પીવું. ઉકાળો ફકત બેજ વખત ઊકાળવો તેમાં એક સવારે ને બીજો સાંજે, પછી એ ઉકાળો ફેંકી દેવો ને બીજે દીવસે નવો ઊકાળો નાંખવો. એવી રીતે દીવસ ૧૪ સુધી કરે તો કોઠા વાયુ બીલકુલ જાયછે, ને બધા અંગનો વાયુ, લકવો, ખાંસી, દમ, કંપ, ખુંધો થાયછે તે, સુવાવડના રોગ. જીભ તોતડી થાયછે તે, સોજા, તથા પગમાં સુળ મારેછે તે, આ સઘળી ચીજોનો નાશ થાયછે.

**ઉપાય ૭મો**—પુનાના સુરૂના ઝાડનો પાલો અને અજમો છુદી સવાર સાંજ પાવલી પાવલી ભાર મધ સાથે ચાટેતો કોઠા વાયુનો નાશ થાય.

**ઉપાય ૮મો**—ચીત્રક, ઘોડાવજ, પહાડ મુળ, હલદર, સાજી ખાર, સમ ભાગ લઈ ખાંડી ભુકો કરી સવાર સાંજ પાવલી પાવલી ભાર મધ સાથે ચાટે તો કોઠા વાયુ જાય.

**ઉપાય ૯મો**—થાપા નામનું ઝાડ થાયછે તેને હાથના જેવા પંજા હોયછે ને તે ઉપર કાંટા હોયછે. તે લાવી તેના ઉપલા કાંટા કાઢી નાંખી તેનું શાક કરી ખાયતો દીવસ ૭ માં કોઠા વાયુ જાયછે. તે શાક ખાઓ તયારે ખટાસ ને તીખાસ ખાવી નહીં.

## છાતીમાં વાયુ થાયછે તેના ઉપર ઉપાય.

**લક્ષણ**—છાતીમાં અમુજણ થાયછે.

**ઉપાય ૧લો**—આસન, બેડા, ગોળ, આ ત્રણે ચીજો સમ ભાગે લેવી. એમાં આસન ને બેડાને ખાંડી બારીક ભુકો કરી તેમાં ગોળ મેળવી તેની ગોળી આસરે તોલા અડધા અડધાની બનાવવી. તેમાંથી એકેક ગોળી સવાર સાંજ ખાયતો છાતીનો વાયુ મટે.

**ઉપાય ૨જો**—ગેલફળ, હવદહ, આ બંને ચીજને થંડા પાણીમાં ઘસી ગરમ કરી છાતી ઉપર લેપ કરવો એથી છાતીના વાયુનો નાશ થાયછે.

## શરીરમાં કોઈ પણ ઠેકાણે વાયુ તથા દુખાવો થાય તેના ઉપર ઉપાય.

**ઉપાય ૧લો**—તેલીઓ દેવદાર, હીંગ, સુંઠ, વરીઆલી, સીંધવ, ઘોડાવજ, દીવેલીના મુળ, સાબરસીંગુ, આ બધી ચીજ સમ ભાગે લઇ તેનું ચુરણ કરવું. ને તેને કપડાથી ચાળી નાંખવું. એ ચુરણ આંકડાના દુધમાં ઘુંટી જયાં વા આવ્યો હોય તયાં લેપ કરવો એથી સારૂ થશે.

## સંધી વાયુ (શરીરના સાંધા દુખેછે તે) ઉપર ઉપાય.

**ઉપાય ૧લો**—જુની ઇંટ નંગ ૩ ચુલામાં નાંખી લાલચોળ થઈ જાય તયાં સુધી રહેવા દેવી. એક પતેલું લઈ તેમાં પાણી ભરવું ને તેમાં ઘઊંના લોટનું શુલુ નાંખવું ને તે વખતે પતેલાંની ઉપર ઢાંકણું ઢંકાય એવું ઢાંકણું પાસે રાખવું. પછી પેલા ચુલામાંની એક ઇંટ લઇ તેને તપેલામાં નાંખવી ને તરત ઢાંકણું બંધ કરી દેવું પછી દરદીને જેમ ધીમે ધીમે બાફ આવે તેવી રીતે ઢાંકણું ધીમે ધીમે ઉઘાડવું ને જયારે બાફ બીલકુલ આવતી બંધ થાય તયારે પેલા ચુલામાંથી બીજી ઇંટ લઇ તેજ પતેલામાં નાંખવી ને તેને પણ ઉપરની માફક ધીમે ધીમે ઢાંકણું ઊઘાડી બાફ આપવો. એ પરમાણે તીજી ઇંટનું પણ એમ કરવું એથી સાંધાનો દુખાવો તદન બંધ થઇ જશે.

**ઉપાય ૨જો**—ગોદંતી હડતાલ, અથવા પતરી હડતાલ, ગાયના મુતરમાં ઘસી જયાં સાંધા દુઃખતા હોય તયાં લેઘ કરવો, એથી દુખાવો બંધ થશે.

**ઉપાય ૩જો**—દીવેલમાં સીંધવને જેમ સુરમો ઘુંટીએછે તેમ ઘુંટવો, પછી તેનો જયાં સાંધા દુઃખતા હોય તેના ઉપર લેપ કરવો, પછી નાળીએરના કાચલાનો ધુમાડો તથા તાપ તેના ઉપર લેવો. આ પરમાણે દીવસ ૭, સુધી કરે તો સાંધા દુઃખતા બંધ થાય.

**ઉપાય ૪થો**—લસણનો રસ તોલો ૧, લઈ તેમાં ઘી તોલો ૧, નાંખી મેળવવું. તે સાંજ સવાર દીવસ ૭, સુધી ખાય તો દુખાવો બંધ થાય.

**ઉપાય ૫મો**—થુવેરીઆ લાવી તેના કટકા કરવા ને તેને પાણીમાં નાંખી બાફવા. તેનો ઉપર પરમાણે બાફ લેવો એથી દુખાવો તરત બંધ થશે.

**ઉપાય ૬ઠો**—હરડાં, બેડાં, આમળા, તોલો એકેક લઇ તેમાં પાણી સેર ૧, નાંખી ઊકાળવાંને પાણી નવટાંક રહે તયારે ઊતારી ગાળી લેવું ને તેમાં દીવેલ તોલો ૧, નાંખી પીજવું. આ પરમાણે દીવસ ૧૪, સુધી સવાર સાંજ કરીને પીએ તો દુખાવો તદન બંધ થઇ જાય. ઊકાળો સવાર સાંજ ઊકાળી કાઢી નાંખવો ને બીજે દીવસે નવો ઊકાળો નાંખવો.

**ઉપાય ૭મો**—ગણ સુરીના મુલને થંડા પાણીમાં ઘસી ગરમ કરી જયાં દુખાવો થતો હોય તેના ઉપર લેપ કરવો એથી દુખાવો બંધ થશે.

**ઉપાય ૮મો**—સુંઠ તોલો ૦॥, ગળો તોલો ૦॥, આ બે ચીજને ખાંડી બારીક ભુકો કરી પાણી સેર ૧, માં નાંખી ઊકાળવું ને પાણી નવટાંક રહે તયારે ઊતારી ગાળી લઈ તે પાણી પી જવું એવી રીતે દીવસમાં બે વખત સવાર સાંજ ઊકાળી પીવું ને ઊકાળો બે વાર ઊકાળી ફેંકી દેવો ને બીજે દીવસે ઊકાળો નવો નાંખવો એમ મહીના એક સુધી કરે તો દુખાવો બંધ થાયછે.

**ઉપાય ૯મો**—સુંઠ, ગોખરૂ, બંને અડધો અડધો તોલો લઇ પાણી સેર ૧, માં નાંખી ઊકાળવું ને પાણી નવટાંક રહે તયારે ઊતારી ગાળી નાંખવું ને તે પાણી પી જવું એવી રીતે માસ ૧, સુધી સવાર સાંજ બે વખત ઊકાળી પીએ તો દુખાવો બંધ થાય ઊકાળો બીજે દીવસે નવો નાંખવો ને વાસી ફેંકી દેવો.

**ઉપાય ૧૦મો**—પીપર, પીપલી મુલ, ચીત્રક, ચવક, દીવેલીના મુલ, આ પાંચે ચીજ એકેક તોલો લઇ પાણી સેર ૧, માં નાંખી ઊકાળ-વીને પાણી નવટાંક રહે તયારે ઊતારી, ગાળીને, પી જવું આ પરમાણે દીવસ ૧૪, સુધી સવાર સાંજ કરી પીએ તો સાંધાનો દુખાવો બંધ થાય. ઊકાળો રોજ નવો બદલવો.

**ઉપાય ૧૧મો**—દીવેલીનો મગજ તોલો ૧, સુંઠ તોલો ૧, સાકર તોલો ૧, આ તરણે ચીજોને ખાંડી બારીક ભુકો કરી રહેવા દેવીને તેમાંથી અડધો અડધો તોલો દીવસ ૧૪, સુધી સવાર સાંજ ફાકે તો દુખાવો બંધ થાય.

**ઉપાય ૧૨મો**—દીવેલીના મગજના દાણા ૨૦, થી ૩૦, સુધી લઈ દુધ સેર ૦। માં જરા સાકર ને એ મગજના દાણા નાંખી ઊકાળવું. એ દુધ ઊકળે પછી ઊતારી પી જવું આ પરમાણે દીવસ ૧૪, સુધી સવાર સાંજ કરીને પીવું એથી દુખાવો બંધ થશે.

## ગુલ્મ (પેટમાં લોહીનો ગાંઠ થાયછે તે) ઉપર ઉપાય.

**લક્ષણ**—ઓડકાર આવેછે, મળ બંધ થઇ જાયછે, અનાજ બીલકુલ ભાવતુ નથી, જો ખાય તો પાચન થતું નથી, આંતરડામાં ગુડ ગુડ બોલેછે, પેટ ફુલે છે, પેટમાં દુખાવો થાયછે, પેટ ખેંચાય છે, અગની માલમ પડતી નથી, એવી રીતે માલમ પડેછે તયારે ગુલ્મ થશે એવું જાણવું.

## ગુલ્મ કઇ કઈ જગાએ થાયછે તે જગાઓ.

કલેજામાં, ડુંટીઆગળ, ડાબા ને જમણા પાંસળામાં, ને પેડુંમાં થાયછે.

## ગુલ્મ કયા કારણથી થાયછે તેના કારણો નીચે પરમાણે.

પીશાબ ઝાડો અટકાવવાથી, જુલાબ ઘણા થવાથી, વાસી અનાજ ખાવાથી, ભુખ નહીં હોય ને ખાય તેથી, આ રોગ ઉતપન થાયછે.

**ઉપાય ૧લો**—સરપુખાને બાળી તેની રાખ કરવી ને તે રાખ આસરે સેર ૦॥ લેવી. એક મોટા તપેલામાં પાણી નાંખી તેમાં તે રાખ નાંખવી. પછી તે પાણી ખુબ હલાવી તેની ઉપરથી નીતરૂં પાણી કાઢી લેવું, ને તે પાણીને બધું બાળી નાંખી તપેલાના અંદરના ભાગમાં જે ખાર રહે તે લઈ લેવો. એ ખારમાંથી બે આની ભાર લઇ તેમાં હીમજ નો ભુકો બે આની ભાર મેળવી, ફાકી ફાકવી ને ઉપર પાણી પીવું. આ પરમાણે દીવસ ૧૪. સુધી સવાર સાંજ ખાય તો ગુલ્મ મટી જશે.

**ઉપાય ૨જો**—જયા નામની વનસ્પતી થાયછે, તે તોલો ૧ લઇ પાણી સેર ૧ માં નાંખી ઊકાળવું ને પાણી નવટાંક રહે તયારે પાણી કાડી લઇ તે પી જવું એવી રીતે દીવસ ૭ સુધી સવાર સાંજ કરી ને પીએ તો ગુલ્મ સારો.થાય.

**ઉપાય ૩જો**—અજમો તોલો ૧, સાફ કરી છાસમાં ઘુંટી એક વાડકીમાં લઇ લેવો. છાપરા ઉપરના નલીઆનો એક નાનો કટકો ચુલામાં નાંખી લાલ ચોળ કરી કાહાડી લઇ, પેલી વાડકીમાં નાંખવો. તે ઠીકરી થંડી થાય એટલે કાહાડી લેઈ તે વાડકીમાંની દવા પી જવી એવી રીતે દીવસ ૧૪, સુધી સવાર સાંજ કરી પીવી એથી ગુલ્મ સારો થશે.

**ઉપાય ૪થો**—કોલીનજન તોલો ૧, કેવડાનો ખાર તોલો ૧, આ બંને ચીજોને જુદી જુદી ખાંડવી ને તેમાંથી વાલ બબે લઇ તમા જરા ગોળ મેળવી ખાવી. એવી રીતે દીવસ ૧૪. સુધી સવાર સાંજ ખાય તો ગુલ્મ સારો થાય.

## કેવડાનો ખાર બનાવવાની રીત.

કેવડાના ઝાડને જડ મુળથી ઊખેડી બાળી નાંખવું, ને તેની રાખ કરવી. તે રાખ એક પાણીના તપેલામાં નાંખી હલાવવી પછી નીતરૂં પાણી કાડી લઇ તે પાણીને બધું બાળી નાંખવું. નીચે જે રહે તે ખાર સમજવો. એવી રીતે કેવડાનો ખાર કરવો.

## પેટમાં દુખાવો થાયછે તેનો ઉપાય.

પેટમાં ફકત બે કારણથી દુઃખે છે. જો ગુલ્મ થયું હોય તો પેટમાં દુઃખે છે. ૨. જો અજીરણ થયું હોય તો પેટમાં દુઃખે છે.

**ઉપાય ૧લો**—દીવેલ તોલા ૨ થી ૨॥, દુધ તોલા ૨ થી ૨॥, લઇ બંનેને એકઠું કરી પી જવું એથી પેટનો દુખાવો ને ગુલ્મ બંધ થાય છે. આ દવાથી બીલકુલ જુલાબ લાગતો નથી પણ પેટ સાફ આવેછે તેથી આરામ થાય છે.

**ઉપાય ૨જો**—હરડા, બેડા, આમળા, સાતવીણની છાલ, ભારંગ મુળ, આ બધી ચીજ એકેક તોલો લઈ પાણી સેર ૧, માં નાંખી ઊકાળવી ને પાણી નવટાંક રહે તયારે કાહાડી લઈ તે પાણી પી જવું. એવી રીતે દીવસ ૧૪, સુધી સવાર સાંજ કરીને પીવું. ઊકાળો દરરોજ નવો બદલવો. એથી પેટનો દુખાવો બંધ થાયછે ને ગુલ્મ મટી જાય છે.

**ઉપાય ૩જો**—સુંઠ, દીવેલીના મુલ, હરડે, દરેકનો તોલો **એકેક** લઈ તેને પાણી સેર ૧ માં નાંખી ઊકાળવું ને પાણી નવટાંક રહે તયારે કાઢી પી જવું. એવી રીતે દીવસ ૧૪, સુધી સવાર સાંજ પીએ તો પેટનો દુખાવો, ને ગુલ્મ મટી જાય. ઊકાળો દરેરોજ નવો બદલવો.

**ઉપાય ૪થો**—હીમજ, સંચલ, હીંગ, ઘોડાવજ, ઇંનદર જવ, આ ચીજો લઇ જુદી જુદી ખાંડી બારીક ભુકો કરી કપડછિણુ કરવી ને તે ભુકો દરેકનો સમ ભાગે લઈ એકઠો કરવો. એમાં પાવલી પાવલી ભાર લઈ તેમાં મધ મેળવી ચાટી જવી એવી રીતે દીવસ ૧૪, સુધી સવાર સાંજ ચાટે તો ફાયદો થાય.

**ઉપાય ૫મો**—સફેદ દીવેલીના મુલ, શીંધવ, હીંગ, આ ચીજોને જુદી જુદી ખાંડી બારીક ભુકો કરી કપડછિણુ કરવી ને તે ભુકો સમ ભાગે લઈ એકઠો કરવો ને તેમાંથી પાવલી પાવલી ભાર લઈ જરા મધમાં મેળવી ચાટે તો તરત ફાયદો થાય. આ દવા દીવસમાં બે વખત (સવાર સાંજ) કરીને ખાવી.

**ઉપાય ૬ઠો**—સફેદ આકડાના મુળને સુકવી તેને ખાંડી બારીક ભુકો કરી તેમાંથી પાવલી ભાર લઈ ગાયના દુધમાં મેળવી ખાય તો દુખાવો મટશે. આ દવા દીવસમાં બે વખત (સવાર ને સાંજ) ખાવી.

**ઉપાય ૭મો**—પીપલી મુળ, વાવલાનું મુળ, આ બંને ને ખાંડી ભુકો કરી તેમાથી પાવલી ભાર લઇ ગાયના દુધમાં સવાર સાંજ ખાય તો દુખાવો મટે.

**ઉપાય ૮મો**—લાલ માટીમાં જરા પાણી નાંખી ગરમ કરી પેટ ઉપર પોટીસ કરી સવાર સાંજ મુકે તો દુખાવો બંધ થાય.

**ઉપાય ૯મો**—માણસની શકતી પરમાણે તાંબાનો લોટો લઇ તેમાં થંડુ પાણી ભરી જે જગોએ દુખાવો થતો હોય તે જગા ઉપર મુકવો એથી દુખાવો તરત બંધ થશે.

**ઉપાય ૧૦મો**—ગળો ને સફેદ મરી બંનેને ખાંડી બારીક ભુકો કરી દીવસમાં બે વાર અડધો અડધો તોલો ગોળમાં મેળવી ખાય તો દુખાવો તદન બંધ થાય.

**ઉપાય ૧૧મો**—હરડા, બેડા, અમળા, કડવો લીમડો, જેઠી મધ, કુટીકી, કોલીનજન, દરેકનો તોલો, એકેક લઈ પાણી સેર ૧, માં નાંખી ઊકાળવું ને પાણી નવટાંક રહે તયારે તે પાણી કાહડી લઈ તેમાં મધ તોલો ૦।। નાંખી પી જવું. આ પરમાણે દીવસ ૧૪, સુધી સવાર સાંજ કરીને પીએ તો દુખાવો બંધ થાય.

**ઉપાય ૧૨મો**—કાયફળ, પોખરની જડ, પીપર, કાકડ સીંગી, ઇનદર જવ, દરેકને જુદી જુદી ખાંડી બારીક ભુકો કરી કપડછિણ કરવા, ને તે ભુકો દરેકનો સમ ભાગે લઈ એકઠો કરવો ને તેમાંથી એક પાવલી ભાર જરા મધમાં મેળવી ચાટી જવું. એવી રીતે દીવસ ૧૪ સુધી સવાર સાંજ કરી ચાટે તો દુખાવો બંધ થાય.

**ઉપાય ૧૩મો**—દારૂ, હલદર, હીમજ, કોલીનજન, સતાવરી, હીંગ, સીંધવ, સમ ભાગે લઈ છાસમાં ઘુંટી જરા ગરમ કરી પેટપર દીવસમાં એકવાર લેપ કરવો.

**ઉપાય ૧૪મો**—ભુરૂં કોળું લઈ તેને ચપુથી સમારી લોઢીમાં મુકી બાળવું; ને એની રાખ કરવી. તે રાખમાંથી બેઆનીભાર લઈ તેમાં તેટલોજ સુંઠનો ભુકો મેળવી ફાકી મારવી ને ઉપર ગરમ પાણી પીવું. આ પરમાણે દીવસ ૭ સુધી સવાર સાંજ કરીને ફાકે તો દુખાવો બંધ થાય.

**ઉપાય ૧૫મો** સતાવરીના મુળીઆનો રસ તોલો ૧, મધ તોલો ૧ લઈ, બંનેને એકઠું કરી દીવસ ૭ સુધી સવાર સાંજ કરીને પીવું એથી દુખાવો તદન બંધ થશે.

**ઉપાય ૧૬મો**—ખાખરની છાલ, મુળા, સાદરાની છાલ, ધાવડાની છાલ, આધાડા, કેળના થંભની છાલ, તલ, જીવંતી, ધંતુરો, હલદર, ભુરા કોળાનો વેલે, અડુસો, સુરણ, આ બધાને સમ ભાગે લઈ સુકાવી બાળીને રાખ કરવી. પાણી તોલા ૬, લઈ તેમા એ રાખ પાવલી ભાર નાંખી ગાળીને પાવી એવી રીતે દીવસ ૭, સુધી સવાર સાંજ પાય તો પેટનો દુખાવો જાય.

**ઉપાય ૧૭મો**—હીંગ, સુંઠ, સાજીખાર આ તરણે ચીજો ખાંડી બારીક કરી કપડાથી ચાળી તેમાંથી બેઆની ભાર લઈ તેમાં પાણી નાંખી દીવસ ૭, સુધી સવાર સાંજ પીવું એથી પેટનો દુખાવો જાય.

**ઉપાય ૧૮મો**—નાળીએર નંગ ૧, લઈ તેમાં કાણું પાડી અંદર મીઠું ભરવું ને તે નાળીએર છાણામાં બાળી તેની રાખ કરવી. તે રાખ વાલ ૨, અને લીલી પીંપર વાલ ૦ા આ બંને ને મેળવી તેમાં જરા મધ નાંખી દીવસ ૧૪, સુધી સવાર સાંજ ચાટવું એથી ગમે તેવી પેટમાં સુળ મારતી હોય ને બંધ થઈ જાય. કદાચ મોટો શકતીવાન માણસ હોય તેને એ રાખ વાલ ૪, સુધી આપવાની રજા છે ને તેમાં લીલી પીપર વાલ ૧, નાંખી તેમાં જરા મધ નાંખી ચટાડવું.

**ઉપાય ૧૯મો**—કાચકાનો મગજ તોલો ૧, સુંઠ તોલો ૧, સંચલ તોલો ૦ા, સેકેલી હીંગ તોલો ૦ા, બધાને ખાંડી ભુકો કરી તેને સેકટાના મુલીઆનો રસ કાહાડી તેમાં એ ભુકાને ઘુંટવો ને તે માણસનું કદ જોઈ પાવલીથી અડધા ભાર ચટાડવો એથી ગમે તેવી સુળ મારતી હોય તે બંધ થાય છે. એવી રીતે દીવસ ૧૪ સુધી સવાર સાંજ લેવી.

**ઉપાય ૨૦મો**—ગેલફળ, ડડુકી, બંને ને જરા પાણીમાં ઘસી દુંટીની અંદર તથા દુંટીની આસપાસ લેપ કરવો. એવી રીતે દીવસ ૩, સુધી દીવસમાં બે વાર લેપ કરે તો પેટની સુળનો નાશ થાયછે.

## ધનુરવા ઉપર ઉપાય.

**ઉપાય ૧લો**—દીવેલીના મુળ, મોંટા રીંગણીના મુળ, ડારલીના મુળ, સંચલ, મરી, સુંઠ, પીંપર, હીંગ, બીજોરાના મુળ, સીંધવ, બેલના મુળ, એ દરેક ચીજનો એકેક તોલો લઇ પાણી સેર ૧. માં નાંખી ઊકાળવો ને તે પાણી નવટાંક રહે તયારે કાહાડી લઇ ગાળી નાંખવું; ને તેમાં મધ નાંખી દીવસ ૭, સુધી સવાર સાંજ કરીને પીવું. ઊકાળો દરરોજ નવો બદલવો એથી ધનુરવા જાયછે.

**ઉપાય ૨જો**—દસ મુળના તોલા ૧૦, લઈ પાણી સેર ૧, માં નાંખી ઊકાળવું ને પાણી નવટાંક રહે તયારે કાહાડી ગાળી નાંખવું ને તે પાણી દીવસ ૭, સુધી સવાર સાંજ પીવું. ઊકાળો દરરોજ બદલવો, એથી ધનુરવા જાય છે.

**ઉપાય ૩જો**—ચાંદ વેલનો રસ કાઢી જેટલો રસ હોય તેટલુંજ મીઠું તેલ લઇ ચુલા ઉપર ઊકાળવું, ને રસ બળી જાય ને ફકત તેલ રહે તયારે ઊતારી તે તેલ જયાં વા આવયો હોય તેના ઉપર લગાડવું. દિવસમાં બે વખત લગાડવું ને ગરમ કપડા પહેરવા.

## લકવા ઉપર ઉપાય.

**ઉપાય ૧લો**—અડદ, કુહીલી, દીવેલીના મુળ, નાના ચીકણા, પહાડ મુળ. વાયવરણા, આ બધી ચીજ એકેક તોલો લઇ પાણી સેર ૧ માં નાંખી

ઊકાળવી ને પાણી નવટાંક રહે તયારે કાહાડી લઈ ગાળી નાંખવી. એમાં બેઆની ભાર સેકેલી હીંગ, ને બેઆનીભાર સંચલ, નાંખી દીવસ ૭ સુધી સવાર સાંજ પીએ તો લકવો જાયછે. ઊકાળો દરરોજ નવો બદલવો.

## પગના તળીઆમાં વા આવે તયારે તળીઆમાં બળતા બળે છે તેના ઉપર ઉપાય.

**ઉપાય ૧લો**—ગળો, દીવેલીનો મગજ દહીંમાં વાટી પગને તળીએ લગાડે તો દીવસ ૫ માં બલતા બંધ થઇ જાય. આ દવા ફકત રાતે લગાડવી.

**ઉપાય રજો**—કડવા લીમડાની છાલ, ચીકણા મુળ, બંનેને પાણીમાં વાટી પગને તળીએ લેપ કરે તો દીવસ ૫ માં આરામ થાય. આ દવા ફકત રાતે લગાડવી.

## તુનો વાયુ (ગાંઠમાં અને ઈનદરીમાં તનખ મારે છે તે) ઉપર ઉપાય.

**ઉપાય ૧લો**—પીપર તોલો ૧, તેડ તોલા ૪, સાકર તોલા ૪, બધાનું ચુરણ કરી તેમાંથી પાવલીભાર લઈ તેમાં મધ મેળવી ચાટવું. એવી રીતે દીવસ ૭ સુધી સવાર સાંજ ચાટે તો તનખ મારતી મટી જાય.

**ઉપાય રજો**—દેવદાર, વચ, કોલીનજન, સતાવરી, હીંગ, સીંધવ, આ બધી ચીજને બારીક ઘુંટી તેને લીંબુના રસમાં નાંખી ખળમાં ઘુંટવી પછી જયાં તનખ મારતી હોય તયાં આગળ લેપ કરવો. એવી રીતે દીવસ ૭ સુધી સવાર સાંજ કરે તો તનખ બંધ થઇ જાય.

## બસ્તીગત વાયુ (પેડુંમા વાયુ રહે તો પીસાબ થોડો થોડો આવે ને પીસાબમાં રેતી પડતી દેખાયછે, ને પેડુંમાં પેસાબની જગા ઉપર ગાંઠ થાયછે તે)

### ઉપર ઉપાય.

**ઉપાય ૧લો**—ચીકણા મુળની છાલ લઇ તેનો બારીક ભુકો કરવો તેમાંથી ભુકો તોલો ૧, સાકર તોલો ૧, લઇ આ બંને ચીજ દુધ સેર ાા માં નાંખી દીવસ ૭, સુધી દીવસમાં એક વખત પીવું એથી બસ્તી-ગત વાયુ સારો થસે.

**ઉપાય ૨જો**—હીમજ, બેડા, આમળા, આ ચીજોનું ચુરણ સમ ભાગે કરી તેમાંથી ચુરણ વાલ ૨, લઇ તેમાં ગજવેલની ખાખ વાલ ૧, નાંખી તેમાં જરા મધ નાંખી દીવસમાં બે વખત (સવાર સાંજ) ચાટવું એથી બસ્તીગત વાયુ સારો થાય.

**ઉપાય ૩જો**—પવખાર વાલ ૨, સાકેર વાલ ૨, લઈ ભુકો કરી ફાકી મારી ઉપર પાણી પીવું. એવી રીતે દીવસ ૭, સુધી સવાર સાંજ પીવું એથી બસ્તીગત વાયુનો નાશ થાય.

**ઉપાય ૪થો**—ભુરા કોળાના બીજ, કાકડીના બીજ, કલીંગડાના બીજ, દુધીના બીજ, ચારે ચીજોને પાણીમાં વાટી પેંડું ઉપર લેપ કરવો.

### વાતજવર.

**વાતજવરનાં લક્ષણ**—વાતજવર થાય છે તયારે શરીરમાં બહુતાવ આવે છે તથા કંપ થાય છે, મોંહ, હોઠ, તથા ગલામાં શોશ પડેછે; છીંક આવતી નથી; ઊંઘ આવતી નથી; શરીર સુકાઇ જાય છે; માંથામાં સુલ

થાયછે; છાતી તથા આખું શરીર કળેછે; મોહોડું બેસ્વાદ થાયછે; ઝાડો કબજ રહેછે; પેટ ચઢેછે; ગડગડાટ થાયછે; પેટમાં દુખાવો થાયછે; બગાસાં આવે છે; તેના ઉપર ઓશડ. કરીઆતુ તોલો ૦ાા, નાગરમોથ તોલો ૦ાા, ગોખરૂ તોલો ૦ાા, વાવડીંગ તોલો ૦ાા, લીંડીપીપર તોલા ૦ાા, સુગંધીવાળો તોલો ૦ાા, ભોંયરીંગણી તોલો ૦ાા, સુંઠ તોલો ૦ાા, કોસ્ટ તોલો ૦ાા, ભારંગમુળ તોલો ૦ાા, મોતરીંગણી તોલો ૦ાા, ગળો તોલો ૦ાા, પોકરમુળ તોલો ૦ાા, નગોડનાં મુળ તોલો ૦ાા, અરડુસો તોલો ૦ાા, એ શરવે ઓસડ તોલો અડધો અડધો લઇ ભેગું કુટી એક સેર પાણીમાં નાંખી કોરી માટલીમાં ઊકાળો કરવો. તેનું પાણી નવટાંક રાખી તેને કપડાંથી ગાળી લેવું. તેમાં તોલો ૧ મધ નાંખીને પાવું. એવી રીતે દીવસ ૭ સુધી સવારે તથા સાંજે ઊકાળો કરવો. એથી વાતજ્વર દીવસ ૭ માં મટી જશે. ચરી નીચે પ્રમાણે. શાઠી ચોખાનો ભાત અને તુવેરની દાળનું ઓશામણ, કોકમ નાંખીને ખાવું

## પીતજ્વર.

**લક્ષણ**—પીતજ્વર થાયછે તયારે તાવનું જોર વધારે; ઝાડો પાતળો થાયછે; ઊંઘ આવતી નથી; ઊલટી થવાની શંકા પણ રહે; અને કોઇને ઊલટી થાય ઘણ ખરી. ગળું, મોહોડું, હોઠ બધું પાકી જાયછે; પરશેવો વધારે આવેછે; રોગી બડબડાટ કરેછે; મોહોડામાં તીખાશ રહેછે; સુસતી રહેછે; શરીરે લાહ બળેછે; ઊછાળા મારેછે; તરશ વધારે લાગે; ઝાડો તથા પીસાબ પીળો થાય; તથા આંખમાં પીળાશ લાગે.

**ઉપાય ૧લો**—ગળો તોલો ૦ાા, હીમજ તોલો ૦ાા, કાળી દરાખ તોલો ૦ાા, કરીઆતુ તોલો ૦ાા, સફેદ કમળનું ફુલ તોલો ૦ાા, લીંમડાની શળીઓ તોલો ૦ાા, કડુ તોલો ૦ાા. પીતપાપડો તોલો ૦ાા. અયડુસો તોલો ૦ાા, કડવાં પીંડોળાં તોલો ૦ાા, ધાણા તોલો ૦ાા, સુંઠ તોલો ૦ાા, ધમાસો તોલો ૦ાા, સુગંધીવાળો તોલો ૦ાા. એવી રીતે સરવે ઓશડ અડધો અડધો

તોલો લઇ, ખોખરૂં કરી, એક સેર પાણી નાંખી, કોરાં માટલામાં નાંખી, ચુલા ઉપર ઊકાળવું. તે નવટાંકરહે એટલે ઊતારી લુગડે ગાળી લઇ, તેમાં ખડી શાકર ના રૂપીઆભાર નાંખી અને પાવું; તે સવારે પાવું અને તેના કુચા સાંજરે ઉકાળી તેજ મુજબ પાવા. એ રીતે દીવસ ૭ સુધી પાવું; ને ખાવાનું ચોખાની તથા સાબુચોખાની કાંજી, દુધ શાકર સાથે કરી, ખવરાવવી. અને બે દીવસ પછી રૂચી થએથી ચોખા ખવરાવવા.

**ઉપાય ૨જો**—કડવાં પીંડોળાં તોલો ૧, જવ તોલો ૧, જેઠીમદ તોલો ૧, પીતપાપડો તોલો ૧, એ બધું એકેક તોલો લઇ, ખોખરૂં કરી, સેર પાણી નાંખી, માટલામાં ચુલા ઉપર મુકી ઊકાળો કરવો. ને નવટાંક રહે એટલે ઊતારી લુગડેથી ગાળી, તેમાં ખડી શાકર ના રૂપીઆભાર નાંખી, સવારે પાવું. અને તેના કુચા સાંજરે ઊકાળી તેજ મુજબ દીવસ શાત સુધી પાવું. ખાવામાં ચોખાની અથવા સાબુચોખાની કાંજી દુધ શાકર સાથે. બે દીવશ થયા પછી કજીવત આવેથી ચોખા ખવરાવવા.

**ઉપાય ૩જો**—ગળો તોલો ૧, સુકાં આમળાં તોલો ૧, પીતપાપડો તોલો ૧, ધાણા તોલો ના, ખડી શાકર તોલો ના, એ રીતે ઓશડ એકઠુ કરી ખોખરૂં કરી એક સેર પાણી સાથે કોરી માટલીમાં નાંખી, ચુલા ઉપર મુકી, ઊકાળો કરવો. તેમાં નવટાંક પાણી રહે એટલે ઊતારી લુગડે ગાળી ને પાવું. તેના કુચા સાંજરે ઉકાળી પાવા. એ રીતે દીવસ શાત સુધી પાવુ અને ખાવાનું ઊપરની મુજબ.

**ઉપાય ૪થો**—રતાંજળી તોલો ૧, કાલોવાળો તોલો ૧, નાગરમોથ તોલો ૧, સુગંધીવાળો તોલો ૧, એ રીતે શરવે ઓશડ ખોખરાં કરી હાંલામાં ઘાલી સેર પાણી નાંખી ચુલા ઉપર મુકી ઊકાળવું, તેનું નવટાંક રહે એટલે ઊતારી લુગડેથી ગાળી લઇ, મધ તોલો ના નાંખીને સવારે પાવું,

અને સાંજરે તેના કુચા ઊકાળીને મધ નાંખી પાવું. એ રીતે દીવસ શાત સુધી પાવું તેમાં ખાવાની વીગત ઉપર મુજબ.

**ઉપાય ૫મો**—સુંઠ તોલો ૧, પીતપાપડો તોલો ૧, નાગરમોથ તોલો ૧, વાળો તોલો ૧, રતાંજળી તોલો ૧, એ રીતે સરવે ઓસડ ખોખરાં કરી, હાંલામાં ઘાલી સેર પાણી નાંખી, ચુલા ઉપર ઊકાળવું, તેનું નવટાંક પાણી રહે એટલે ઊતારવું; ને લુગડાંથી ગાળી લઇ, તેમાં ૦। તોલો ખડી શાકર નાખી સવારે પાવું. તેના કુચા સાંજરે ઊકાળી પાવા. એ રીતે શાત દીવશ સુધી પાવું, તેમાં ખાવાનું ઉપર મુજબછે.

**ઉપાય ૬ઠો**—ઊમરના જાડનાં મુળને છેદીને છેદેલા ભાગ આગળ ગલાશ મુકવો તે સાંજરે મુકવો, ને સવાર સુધીમાં તેમાં તેનું જરણુ ભરાય તેમાંથી છોકરાંને એક તોલો અને મોહોટા આદમીને બે તોલા એરીતે બે વખત હમેશ શાત દીવસ સુધી પાવું, પણ કદાપી કોઇને તાવનું જોર અતીશે હોયતો ૦। રૂપીઆભાર શાકર નાંખીને પાવું; તેમાં ખાવાનું ઉપર મુજબછે.

## કફજવર.

**કફજવરનું લક્ષણ**.—ઘડીકમાં આખા શરીરે આગ, ઘડીકમાં કમકમી આવે, ઘડીકમાં ઠંડુગાર જેવું લાગે, તાવનો જોસ ઘણો નહીં, શરીર અકડઈ જાય, મોહોડાંમાં ગળપણુ લાગે, ઝાડો પીસાબ અને આંખ સફેત રહે, ભુખ લાગે નહીં, અંન પચે નહીં, શરીર ગળી ગયા જેવું લાગે, ટાહાડ વાય અને ઉલટી થાય. એ કફજવરનું લક્ષણુ તેના ઉપાય.

**ઉપાય ૧લો**—કફજવરમાં જેને કાંને બેહેરાશ આવી હોય તેને સારૂ નગોડનો પાલો તોલા ૨ લઇને, શમારીને એક સેર પાણી મુકી, ઊકાળો કરવો. તેનું નવટાંક પાણી રહે એટલે ઉતારીને ખાંડેલી લીંડીપીપર વાલ ૨ નાંખીને પાવું. એવું દીવશમાં સવાર સાંજ પાંચ દીવસ સુધી પાવું. ખાવાની ચરી તેલ અને ખટાશ બીલકુલ ખાવું નહીં.

**ઉપાય ૨જો**—ભારંગમુળ તોલો ૧, પોખરામુળ તોલો ૧, ભોંય-રીંગણીનું મુળ તોલો ૧, નાગરમોથ તોલો ૧, સુંઠ તોલો ૧, પીંપર તોલો ૧, તેલીઓ દેવદાર તોલો ૧, ગળો તોલો ૧, એ બધાંને ખોખરાં કુટી, સેર પાણી નાખી, ઊકાળો કરવો. ને તેનું નવટાંક પાણી રહે એટલે ઊતારી લુગડેથી ગાળી લેવું. તેમાં અડધા રૂપીઆભાર મધ નાંખી સવારમાં પાવું. પછી સાંજરે રહેલા કુચા ઉકાળી પાવું. એ રીતે શાત દીવસ સુધી કરવું. ઉપર ભોંયરીંગણીનું મુળ લખું છે, તે ન મળે તો ભોંયરીંગણી લેવી ચરી ઉપર મુજબ.

**ઉપાય ૩જો**—ગળો તોલો ૧, ભોંયરીંગણી તોલો ૧, સુંઠ તોલો ૧. એ રીતે બધાં ઓસડ ખોખરાં કુટી શેર પાણી નાંખી ઊકાળો કરવો ને તેનું નવટાંક પાણી રહે એટલે ઊતારી લુગડેથી ગાળી લેવું. તેમાં અડધા રૂપીઆભાર મધ નાંખી સવારમાં પાવું, તેના રહેલા કુચા સાંજરે ઊકાળી પાવું. એ રીતે દીવસ શાત સુધી પાવું. તેની ચરી ઉપર પરમાણે છે.

**ઉપાય ૪થો**—અરડુસો તોલો ૧, ભોંયરીંગણી તોલો ૧, એ બેને ખોખરાં કુટી સેર પાણી નાંખી ઊકાળો કરવો ને તેનું નવટાંક પાણી રહે એટને ઉતારી લુગડેથી ગાળી લેવું તેમાં અડધા રૂપીઆભાંર મધ નાંખી સવારે પાવું, તેના કુચા રહે તે સાંજરે ઊકાળી પાવું. એ રીતે હમેશ સાત દીવસ સુધી પાવું. તેની ચરી ઉપર પરમાણે છે.

**ઉપાય ૫મો**—કોસ્ટકોલીંજના તોલો ૧, મોરવેલ તોલો ૧, ઇંદર-જવ તોલો ૧, કડવાં પીડોળાં તોલો ૧, ભારંગમુળ તોલો ૧, એ ઓશડોને ખોખરાં કુટી સેર પાણી નાંખી ઊકાળો કરવો. ને તેનું નવટાંક પાણી રહે એટલે લુગડેથી ગાળી લેવું. તેમાં અડધા રૂપીઆભાર મધ નાંખી, સવારે પાવું. તેના રહેલા કુચા સાંજરે ઊકાળી પાવું; એ રીતે હમેશ સાત દીવસ સુધી પાવું. તેની ચરી ઉપર પરમાણે છે.

**ઉપાય ૬ઠો**—શાતવીણ જાડની છાલ તોલો ૧, ગળો તોલો ૧. કડવા લીંમડાની છાલ તોલો ૧, ટેંશુરણીનું મુળ તોલો૧, એ ઓશડોને ખોખરાં કુટી સેર પાણી નાંખી ઊકાળો કરવો. ને તેનું નવટાંક પાણી રહે એટલે લુગડેથી ગાળી લેવું. તેમાં અડધા રૂપીઆભાર મધ નાંખી સવારે પાવું. તેના રહેલા કુચા સાંજરે ઊકાળી પાવા. એ રીતે હમેશ સાત દીવશ સુધી પાવું. તેની ચરીં ઉપર પરમાણે છે.

## વાતપોતજવર.

**વાતપોતજવરનુ લક્ષણ**—તરશ વધારે લાગે; મુરછા આવે તેથી વગર ધારયું પડી જવાય; યાદદાસ્ત ઓછી; શરીરે દાહ થાય; માથે દુખાવો, ઊંઘ ઓછી આવે; મોહોડે શોશ પડે; ઊલટી થાય; અરૂચી રહે; આંખે અંધારા આવે; અને ચકરી ચઢે. તેનો ઉપાય નીચે મુજબ.

**ઉપાય ૧લો**—ભોંયરીંગણીનું મુળ ૧, ગળો ૧, ત્રાયમાંના ૧, હેમજો ૧, રાશના ૧, નાગરમોથ ૧, કીરીઆતુ ૧, મહુડાંના ફુલ ૧, સીવનુ મુળ ૧ સુકા આંમળા ૧, જેઠીમદ ૧, રાતી મણુકા દરાખ ૧. કમળના સફેત ફુલ ૧, ફાલશા ૧, સુગંધીવાળો ૧, દારૂહલદર ૧, કડવાં પંડોળાં ૧, કડવાલીમડાની છાલ ૧, હરડેદલ ૧, કચોરાં ૧, અયડુસો ૧, એવી રીતે સરવે ઓશડ તોલો તોલો લઇ, ખોખરૂં કુટીને, એક કોરાં માટલામાં પાણી સેર ૧ નાંખી ઊકાળવું. તેનું નવટાંક પાણી રહે એટલે લુગડાંથી ગાળી તેમાં શાકર તોલો ૦l નાંખીને સવારે પાવું. અને તેના રહેલા કુચા સાંજરે ઊકાળીને પાવા. એ રીતે દીવસ શાત સુંઘી પાવું, ખાવાની વીગત. દાળનુ ઓશામણ, ભાત, ભીંડાનુ શાક, અને આદાની ચટણી એટલી વસ્તુ ખાવી.

## વાતકફજવર.

**વાતકફજવરનું લક્ષણ**—ટાહાડ વાય છે (કે દીલ સંકોચઇ જાય તેવી) અને ઘડીકમાં બળતરા થાય; સાંધામાં દુખાવો થાય; બધું શરીર

અકડઇ જાય; ઊંઘ વધારે આવે; માથામાં દુખાવો થાય; ખાંસી આવે; પરસેવો આવે નહીં.

**ઉપાય ૧લો**—ભોંયરીંગણી ૧, અજમો ૧, લેંડીપીપર ૧, ગળો ૧, કાયફળ ૧, નાગરમોથ ૧, ઘોડાવજ ૧, ધાણા ૧, સુંઠ ૧, હીમજ ૧, કાકડાસીંગ ૧, તેલીઆ દેવદાર ૧, ભારંગમુળ ૧, કરંજના ઝાડની છાલ૧, પીતપાપડો ૧, કડવાં પંડોળાં ૧, કીરીઆતુ ૧, કડુ ૧, ધમાસો ૧, એ મુજબ બધાં ઓશડ એકેક તોલો લઈ, તેને ખોખરાં કુટી, કોરી માટલીમાં એક સેર પાણી સાથે નાંખી, ઊકાળવું. તેનું નવટાંક પાણી રહે એટલે લુગડાંથી ગાળી લઇ, તેમાં મધ ૦ાા રૂપીઆભાર નાંખી, સવારે પાવું; અને ફુચા સાંજરે ઊકાળી પાવા. તેજ મુજબ મધ નાંખી સાત દીવસ સુધી પાવું. તેલ અને ખટાશ ખાવાં નહીં. ઉપર લખેલું ઓશડ સાત દીવસ પાવા પછી કદાપી થોડી કશર રહી હોય તો ફરીથી સાત દીવસ પાવું.

## કફપીતજ્વર.

**કફપીતજ્વરનું લક્ષણ**—મોહોડામાં કડવાશ અને ચીકાશ રહે; આંખ ઉપર ભાર રહે કે જેથી ઊઘાડી ન રહે; હાંશ આવે; મોહોડું બે-સ્વાદ થાય; અને તરસ વધારે લાગે; પેટમાં વાયુ રહે; પરશેવો બીલકુલ આવે નહીં; ઘડીકમાં દાહ થાય; અને ઘડીકમાં સીતની પેઠે ટાઢું થઇ જાય.

**ઉપાય ૧લો**—સુંઠ ૧, નાગરમોથ ૧, મોચરશ ૧, કાલોવાળો ૧, ધાણા ૧, આદુ ૧, મોહોટી હરડેદલ ૧, બેહેડાંદલ ૧, સુકાં આમળાં ૧, ચીકણા મુળ ૧, કડવા લીમડાની છાલ ૧, પોખરામુળ ૧, રતાંજળી ૧, ઇદરજવ ૧, લીંડીપીપર ૧, ગરમાળાનો ગોળ ૧, રાતી મણુકા દરાખ ૧, હલદર ૧, દારૂહલદર ૧, તેજબલ ૧, ધોલી ભોંયરીંગણી ૧, કરમાલી અ-જમો ૧, ભારંગમુળ ૧, મોહોટી દોરલી ૧, કાંટાગોખરૂ ૧, કુંડાની છાલ ૧, પાડમુળ ૧, મોરવેલ ૧, એ રીતે સરવે ઓશડ એકેક તોલા

મુજબ લઈ, કોરી માટલીમાં સેર એક પાણી નાંખી ઊકાળવું. તેનું નવટાંક પાણી રહે એટલે ઊતારી લુગડેથી ગાળી લઈ, તેમાં ાા રૂપીઆભાર મધ નાંખી સવારમાં પાવું. તેના કુચા રહે તે સાંજે ઊકાળી પાવા. એ રીતે શાત દીવસ સુધી પાવું.

## શનીપાતજવર.

**શનીપાતજવરનું લક્ષણ**—તાવ ઘણા જોસાભેર આવે અને લવારો વધારે; બેસુધ અને અંદરથી બળો બળો થાય; ઘડી ઘડીમાં બેસુધ થાય અને ઘડી ઘડીમાં બળો બળો બુમ મારે; આંખ ઊઘાડી શકે નહીં ને મીચઇ જાય; અને એ તાવના ભેદ ઘણા છે. શબ્બ ઉપર જે જે જાતના તાવ લખયાછે તેમાંનાં એકેનું લક્ષણ મલતું આવે નહીં.

**ઉપાય ૧લો**—કાયફલ ૧, નાગરમોથ ૧, ઘોડાવજ ૧, પાહાડમુળ ૧, પોખરામુળ ૧, છીરૂ ૧, પીતપાપડો ૧, તેલીઓ દેવદાર ૧, હીમજ ૧, સુંઠ ૧, ભારંગમુળ ૧, કાકડાસીંગ ૧, લેંડીપીપર ૧, કીરીઆતુ ૧, ઇંદરજવ ૧, કડું ૧, એ રીતે બધું ઓશડ એકેક તોલો લઇ, તેને ખોખરૂ કરી એક સેર પાણી સાથે માટલામાં ઘાલી ઊકાળવું તેનું નવટાંક પાણી રહે એટલે લુગડે ગાળી લેવું. તેમાં ાા તોલો મધ મેળવી, નાનો દશ વીશની અંદરની ઉમરનો છોકરો હોય તો તેને ચમચો ચમચો પાઇ ધીરે ધીરે પુરૂ કરવું. પુખત ઉમરનાને શવારે પાવું અને તેના કુચા ઊકાળી સાંજરે પાવા. એ રીતે સાત દીવસ સુધી પાવું. એને ખવરાવવાનું શાકી ચોખાની અથવા સાબુચોખાની કાંજી, પાણીમા રાંધી ગોળ નાંખી ખવરાવવી. બીજું કસું નહીં.

## ઉપલા કરતાં ગમે તે જાતના તાવનો ઉતમ ઉપાય.

**ઉપાય ૧લો**—કોંચ તોલા ૨, લઇ એક સેર પાણી નાંખી ઊકાળો કરવો. ને નવટાંક રહે તે પાઇ દેવું બચ્ચાંને એકેક ચમચો પાવું ૩ દીવસ સવાર સાજ પાવું. કોંચ વનમાં ઘાસની જાતનું કાંટા જેવું હોયછે.

## અતીશારનો રોગ (એટલે પાતળો ઝાડો થાય) તેના ઉપાય.

**અતીશારનું લક્ષણ**—અંન પચે નહીં; હાથપગ અશક્ત રહે; ભેંચોમાં ગોટલા બંધાય; પેટમાં સુળ આવે: અને ઓચીંતો ઝાડો થાય.

**ઉપાય ૧લો**—ઇંદરજવના ઝાડની છાલ, બીલીનાં કાચાં ફળની કાચલી, અતીવીશની કળી, નાગરમોથ, ધાવડીનાં ફળ, દહાડમની છાલ, લોધર, પાડમુળ, એ રીતે શરવે ઓશડ એક એક તોલો લઈ તેમાં પાણી સેર ૧ નાંખી, ઊકાળવું. તેનું નવટાંક પાણી રહે એટલે લુગડેથી ગાળી લેવું. તેમાં સાવરીનો ગુંદર વાલ ૪ નાંખીને સવારે પાવું અને સાંજરે બીજી ઊકાળી પાવું. એ રીતે પાંચ દીવશ સુધી પાવું.

**ઉપાય ૨જો**—કરંજના ઝાડની છાલ, લીંડીપીપર. સુંઠ, પીપલા-મુળ, ધાણા, હીમજ, એ બધાં ઓશડ એકેક તોલો લઇ, શેર પાણી નાંખી ઉકાળવું ને પાણી નવટાંક રહે એટલે ગાળી લઈને હંમેશ સાંજ સવાર પાવું. એ રીતે દીવસ ૫ સુધી પાવું.

**ઉપાય ૩જો**—ઇંદરજવ, નાગરમોથ, ધાવડીનાં ફળ, બીલીના ફળનો ગળ, લોધર, સુંઠ, એવી રીતે એકેક તોલો બધાં ઓસડ જુદાં જુદાં ખાંડી, કપડેથી ચાળી, પછી શરખે ભાગે લઇ ચુરણ કરી રાખવું. પછી હમેશ ૩ ૦। ભાર શવાર બપોર અને સાંજ ૩ ૦। ભાર ગોળ સાથે મેળવી દીન ૩ સુધીમાં નવ વખત પાવું.

**ઉપાય ૪થો**—ભાંગ ૩ ૧ ભાર લઇ ખુબ ચોલી ચોલી ઘણી વખત ધોવી પછી તેને સુકવી નાંખી મધ સાથે ભેળી સવાર અને સાંજ ખાવી ને ઝાડો બંધ થાય તયારે ખાવી નહીં. નાહાનાં છોકરાંને હોયતો આઠમો ભાગ, પછી ઊમર પરમાણે મોહોટાં છોકરાંને ચોથો ભાગ, એ રીતે આપવી.

**ઉપાય ૫મો**—કેશર ઊંચુ ચોખું ૩ ૦ા ભાર લઇ ખરલ કરવું પછી તેમાં જુનું અફીણુ ૩ ૦ ભાર નાખી ખરળ કરવું તારપછી ઊંચુ પીલુ મિણુ ૩·૦ ભાર નાંખી ખરલ કરવું એ રીતે ૩ ૦ાા ભાર ખરળ કરી તઈયાર રાખવુ તેમાંથી દર વખતે એક ચોખાભાર લઈ મધ ટીપાં બે સાથે દીવસમાં ત્રણ વખત ચટાડવું એ રીતે દીવસ ત્રણુ સુધી ચટાડવું.

**ઉપાય ૬ઠો**—સુંઠ, ભરમીનો પાલો, હીંગ, હીમજ, ઇંદરજવ, એકેક તોલો એ રીતે સરવે ઓસડને ખોખરાં કુટી પાણી સેર ૧ નાંખી ઊકાળવું તેનુ નવટાંક પાણી રહે એટલે લુગડેથી ગાળી લેવું તેમાં મધ ૩ ૦ાા ભાર નાંખી પાવું એ રીતે હમેશ બે વખત સાત દીવસ સુધી ઉકાળી ઉકાળી પાવું.

**ઉપાય ૭મો**—જેઠીમધ, કમળનો કંદ, લોધર, ખડી શાકર, એ રીતે એકેક તોલો લઈ, ચારે ચીજોને ખોખરાં કુટી, એક શેર પાણી નાંખી, ઉકાળો કરી, નવટાંક પાણી રહે એટલે ઊતારી, લુગડેથી ગાળી લેવું. એ રીતે સાંજ તથા સવાર પાંચ દીવસ સુધી પાવું

**ઉપાય ૮મો**—વાવડીંગ, બીલીનાં ફળનો ગળ, ધાણા, ધોડાવજ, કાયફલ, એ રીતે બધાં ઓસડ એકેક તોલો લઈ, ખોખરાં કુટી, તે મધે પાણી સેર ૧ નાંખી, ઊકાળો કરવો. તેનું નવટાંક પાણી રહે એટલે ઊતારી લુગડેથી ગાળવું. તે સાંજ સવાર ૫ દીવસ સુધી પાવું.

**ઉપાય ૯મો**—કાંટાગોખરૂ, કાંગ, ભોંયરીંગણી, એ રીતે ત્રણે વસ્તુ એકેક તોલો લઈ, ખોખરૂ કુટી, પાણી શેર એક નાંખી, ઊકાલો કરી, નવટાંક રેહે એટલે ઊતારી, લુગડાથી ગલી લેવુ. સવાર તથા સાંજે પાંચ દીવસ પાવુ.

**ઉપાય ૧૦મો**—બાવલની છાલ પાંચ વાલ, બાવલના સુકાં પાંદડાં પાંચ વાલ ૦ા તોલો જીરૂ, ૦ા તોલો શાકર, એ રીતે ચારે વસ્તુ કુટી, લુગડેથી ચાલી

લેવુ. તે ચુરણ શવાર સાંજ હમેસ તાડા પાણી શાથે ફાકવુ. માટે તાંહાં સુધી ઉપર લખેલા બાવલનાં પાંદડાં સુકાં ન મલે તો લીલાં ૩ ०। ભાર લેવાં. ને ધુટી લગડી કરવી.

**ઉપાય ૧૧મો**—એરંડાના પાંદડાંનો રસ કાઢી તોલો એક લેવો. તે મધે સુંઠ શેકીને ૩ ०। ભાર ઘસી ને પાવું. તે દીવસમાં તરણ વખત પાવુ તે બંધ થાય તાંહાં સુધી. પણ છોકરાને તેથી અડધુ ઓશડ પાવું.

**ઉપાય ૧૨મો**—રાલ તોલો ०। તથા સાકર તોલો ०। એ બંને ભેગાં ખાંડી, ચુરણ કરી, શવાર શાંજ ૩ ०।। અડધાભાર તાડાપાણી શાથે ફાકવું.

**ઉપાય ૧૩મો**—સુકાં આંમલાંનાં બીઆં કાઢી નાંખી, ગલને ખાંડી, તેનું ચુરણ કરી, નાભીની પાછલ ફરતી પાલ બાંધવી. તેનાં વચમાં આદાનો રસ તોલા ચાર રેડવો. બે કલાક સુધી રાખવાથી ફાયદો થાયછે, તે પછી કાઢીને લુછી નાખવુ. દીવસમાં એક વાર તરણ દીવસ સુધી કરવું.

**ઉપાય ૧૪મો**—આંબાના ઝાડની છાલ ઉપરથી ઉપરની છાલ કાઢી નાંખતાં અંદર છાલ રેહે તે તોલો ०।। મોળુ દહી તોલા ०।। માં ઘશવું. અથવા વાટીને નાંખવુ. દીવશમાં બે વાર ખાવુ. એમ દન પાંચસુધી ખાવું.

**ઉપાય ૧૫મો**—દાહાડમની છાલ, ઈંદરજવના ઝાડના મુલની છાલ એ રીતે બે તોલામાં પાણી શેર નાંખી ઊકાલો કરવો. તેનું નવટાંક પાણી રેહે એટલે ઊતારી લુગડેથી ગલીને, શવાર શાંજ દીવસ તરણ સુધી પીવું.

**ઉપાય ૧૬મો**—જાંબુનાં પાંદડાંનો રશ ०।। આંબાનો પાંદડાંનો રસ ०।। આંમલાંનાં પાંદડાંનો રસ ०।। તે દોઢ તોલામાં મધ તોલો અડધો તથા ગાયનું ઘી તોલો અડધો મલી કુલ તોલા ૨।। માંથી તોલો શવા શવારે અને તોલો ૧। શાંજરે પાવુ એ રીતે દીન ચાર સુધી પાવું.

**ઉપાય ૧૭મો**—લીલીબીલાંના ફુલનું ગરલ ૧, ગલો ૧, એ રીતે બે તોલામાં પાણી શેર એક નાંખી ઊકાલવું. તેમાં નવટાંક પાણી રેહે એટલે ઊતારી લુગડેથી ગલી લેવુ. તેમાંથી અધોલ શવારે અને અધોલ શાંજરે એ રીતે પાંચ દીવસ સુધી પાવું.

**ઉપાય ૧૮મો**—બોરડીની છાલ અડધો તોલો લેઈ નવટાંક દુધમાં ઘસીને પાવી. શવાર તથા શાંજ બે વખત દીન ૩ સુધી પાવી.

**ઉપાય ૧૯મો**—ગલો કલીલી તોલો ০॥ લઇ, ચાર કકડા કરી, રાતા સુતરે ચારે બાજુ સરખે ભાગે આવે એમ બાંધી કમરે બાંધવો ને દીવશ ચાર સુધી રાખવો.

**ઉપાય ૨૦મો**—સહદેવીનું મુલ તોલો ০॥ રાતા સુતરે બાંધી કમરે બાંધવો.

અતીશારની ચરી ભાત, તુવરનીદાલનુ ઓશામણુ, દુધી, તાંજલજાનું શાક, શાબુચોખાની તથા ચોખાની કાંજી, દુધ શાથે ખાવુ. તે સીવાય કસુ ખાવું નહીં.

## શંધરણી.

**શંધરણીનું લક્ષણ**—અંન પચે નહીં. ખાધુ કે તરત ઝાહાડે જવુ પડે. પેટમાં સુલા ધોચા‘જેવી ઈજા થાય; હાથ પગમાં અશકતી રેહે; બધુ શરીર સફેદીપર આવી જાય.

**ઉપાય ૧લો**—ગાયની છાશ મણ બે લઈ લુગડેથી ગલીને એક તપેલામાં ભરી તે ઉપર પાતલુ લુગડુ બાંધવુ. ને તેને તડકામાં મુકી છાંડવુ, તે સુકઇ ગયા પછી તેની તરી બાઝેલી હોય તે લેઇ શવારે ૩ ০ ભાર તથા શાંજરે ૩ ০ ભાર એ રીતે દીન ૭ સુધી તાડા પાણી શાથે ફકાવવું.

**ઉપાય ૨જો**—રાંનગાંજો, ચીકણા મુલ, બેલ કાચલી, સુંઠ, ધાણા, એ રીતે બધાં ઓશડ એકેક તોલો લેઈ, તેઓને ખોખરાં કુટી, તેમાં પાણી શેર એક નાંખી, ઊકાલવુ; તેનુ નવટાંક પાણી રેહે, એટલે લુગડેથી ગલી લેવુ. તે શવારે પાવુ, અને તેના કુચા ઊકાલી શાંજરે પાવા. એ રીતે દીન ૭ સુધી પાવું.

**ઉપાય ૩જો**—કડુ, રશાંજન, સુંઠ, ધાવડીનાં ફુલ, કોઠનોગલ, હીમજ, ઈંદરજવ, નાગરમોથ, શફેત અતીવીશની કલી, ઈંદરજવના ઝાડની છાલ, સીખડ, પદમકાસ્ટ, મોરવેલ, પાડ મુલ, ટેટુ મુળ, ગલો, એ રીતે બધાં ઓશડ એકેક તોલો લેઇ, તેને ખોખરાં કુટી, તેમાં પાણી શેર નાંખી, ઊકાલવુ; તેનું નવટાંક રેહે, એટલે લુગડેથી ગલી શવારે પાવું, અને તેના કુચા ઊકાલી શાંજરે પાવા; એ રીતે શાત દીવસ સુધી પાવુ. તેના ઉપર છાશ અને ભાત સીવાય કસું ખાવા આપવુ નહીં.

**ઉપાય ૪થો**—શંખ ભસમ પાંચ વાલ, શીંધવ પાંચ વાલ, એ બંનેને ભેગાં વાટી, મધ રૂ ૦॥ ભાર લેઇ, તે શાથે મેલાવી, શવાર તથા શાંજે દીન ૭ સુધી ચાટવું. પણ છાશ અને ભાત સીવાય ખાવુ નહીં.

**મશાનુ લક્ષણ**—મશા ગુંદા ભાગમાં થાય છે. તેના અનેક ભેદ છે. કોઈને ઝાડા વાટે લોહી પડેછે. કોઈને બાહાલી બાજુ નીકલેલા દેખાય છે. તેને માશાંકુર કહે છે. તે ઝાડાને કબજ રાખે છે, તે ઠેકાણે અગન બલે છે; અને અંદર શણકા મારે છે. ચેન પડે નહી. ઝાડાનો ગાંગડા બંધાય છે, ને જેને હેવા ગાંગડા જેવો ઝાડો થાય તેને બાયડીને જણવા વખતે વેદના થાય તેવી રીતે તેને વેદના થાય છે.

**ઉપાય ૧લો**—નશોતર તથા સુગંધી વાલાને સમ ભાગ લેઇ, તેનું ચુરણ કરી રાખવુ તે શવાર તથા શાંજ અડધો અડધો તોલો તાડા પાણી શાથે, શાત દીવશ સુધી ફાકવું.

**ઉપાય ૨જો**—સુરણુ પાંચ રૂપઈઆ ભાર લેઇ, તેના પીતા કરી' ઘીમાં તલવા, ને જેવા તલઇને નીકલે તેવાજ પાંચ રૂપઈઆ ભાર મોળા દહીમાં નાંખવા, ને તે શાથે ખાવા, એ રીતે શવાર તથા શાંજ શાત દીવસ સુધી ખાવા, મરચાં ખાવા નહીં.

**ઉપાય ૩જો**—પીપરના ઝાડનુ મુળ તોલો ૧, મધુરસીખા તોલો ૨, ધાણા તોલો ૧, એ રીતે બધાં ઓશડ એકઠા કરી, ખોખરાં કુટી, તેમાં પાણી શેર એક નાંખી, ઊકાલવુ; તેનું નવટાંક પાણી રેહે એટલે લુગડેથી ગલી લેવુ; તેમાં મધ તોલો અડધો નાંખી પાવું. એ રીતે શવાર તથા શાંજ મલી બે વખત દીવસ શાત સુધી પાવું.

**ઉપાય ૪થો**—ઇંદરજવ તોલો એક લેઇ, તેમા પાણી શેર એક નાંખી, ઊકાલી, તેમાં નવટાંક પાણી રેહે એટલે ગલી લેઇ, ને પીવું, એ રીતે શવાર તથા શાંજ બે વખત શાત દીવશ સુધી પીવું.

**ઉપાય પમો**—આદુ તોલો એક લેઇ, તેને પાતલુ શમારી, તેમાં પાણી શેર એક નાંખી, ઊકાલો કરવો. તેનું નવટાંક રેહે એટલે ઊતારી લુગડેથી ગલી લેવું એ રીતે શવાર તથા શાંજ ૭ દીવશ સુધી પાવું.

**ઉપાય ૬ઠો**—ઝેરકચોલાની બીજને ધી લગાડી, દેવતા ઉપર સેકવાં. ને તેને ખાંડી, ચુરણ કરવું. તેને માણુશની જેવી શકતીને ઉપર આધાર રાખી, અડધી ચણોડીથી વાલ સુધી તાડા પાણી શાથે દીવશમાં બે વાર, એ રીતે ચઊદ દીવસ સુધી ફાકવુ.

**ઉપાય ૭મો**—હલદર, લવીંગ, મણસીલ, ગજપીપર, એ ચારેને અકેક તોલો પાણીમાં ઘસી, તેમાં ગજવેલ તોલો ૦ા મેલવી, તે ઉપર દીવશ ચઊદ સુધી ચોપડવું.

**ઉપાય ૮મો**—રાલને બારીક કરી, શરસીઆ તેલમાં ખુબ ઘુંટી, મલમ જેવી થાય પછી દેવતા ઉપર નાખી, દીવસમાં બે વાર તેનો ધુમાડો લેવો. એ રીતે ચઊદ દીવસ સુધી હમેશ કરવું.

**ઉપાય ૯મો**—ગાંમઠી કપુર તોલો એક લેઇ, તેને ઘુંટી, ખુબ ઝીણો કરી, દેવતા ઉપર મુકી, ધુમાડો લેવો. એ રીતે ચઊદ દીવસ સુધીમાં, ચઊદ તોલા કપુરનો ધુમાડો લેવો.

**ઉપાય ૧૦મો**—જવના લોટની પોટીશ મશા ઉપર હમેશ દીવશમાં તરણવાર શાત દીવશ સુધી બાંધવી.

**ઉપાય ૧૧મો**—વાટેલી હલદર અને કડવા તુરીઆનું ચુરણ તોલો એકેક થોરીઆના દુધમાં, તરણ પોહોર સુધી, પરતવું. પછી તેમાં એક તોલો સીંધવ નાંખવો. તે સુકઇ જાય તાંહાં સુધી ઘુંટવુ. પછી તે ઓશાડ ગાયના મુતરમાં કાલવી દીવસ ચઊદ સુધી બે વખત લેપ કરવો.

**ઉપાય ૧૨મો**—વડનાં ઝાડનાં એની મેલે ખરી પડેલાં પાંદડાં લેઈ, તેને બાલી રાખ કરવી; રાખ મીઠા તેલમાં કાલવી, શાત દીવસ સુધી, ચોપડવી.

## અજીરણ.

**અજીરણનું લક્ષણ**—મોહોડામાં પાણી વધારે છુટે; મોહોમાં ગંધ મારે, આંખ સુજે, ઓટકાર છારોટા આવે, અને રૂચી જરાપણ નહીં. અજીરણ થવાના ૩ કારણ. ૧લું વગર તરસે પાણી વધારે પીવામાં આવે, ૨જું જમવાનો વખત ગયા પછી જમે, ૩જું ઝાડો પીસાબ રોકે.

**ઉપાય ૧લો**—એલચી અને પાકેલાં કેળાં લઇ, તેને છોલી, તેના ઉપર ઘી ચોપડી, જેનાથી ખાઈ શકાય તેટલાં એકથી માંડી ચોવીશ સુધી ખવરાવવાં. ને પછી સારી ભુખ લાગે ખાવું.

**ઉપાય ૨જો**—લવીંગ તોલો ાા, હીમજ તોલો ાા, એ બંનેને એક સેર પાણીમાં નાંખી ઊકાળવું. તેનું નવટાંક રહે એટલે લુગડે ગાળી લઇ, તેમાં સીંધવ વાલ ૧ નાંખી, દીવશ ત્રણ સુધી એકેક વખત પીવું.

**ઉપાય ૩જો**—હીમજને ઘીમાં તવા ઉપર ફુલાવી, તેનું ચુરણ કરી, તેમાથી તોલો ૦ા લેવું; ને તેમાં સુંઠ તોલો ૦ા મેળવી, ટાડા પાણી સાથે સવાર સાંજ ત્રણ દીવસ ફાકવું.

**ઉપાય ૪થો**- હીંગ ૧, અમલવેતશ ૧, સુંઠ ૧, મરી ૧, લીંડી-પીપર ૧, જવખાર ૧, એમ ૭ તોલા ઓશડ ઝીણું ખાંડી, ચુરણ કરી, તેમાંથી ૩ ૦ા ભાર સવારે તથા ૩ ૦ા ભાર સાંજે ચઉદ દીવશ ખાવું.

**ઉપાય ૫મો**—સુંઠ ૧, મરી ૧, પીપર ૧, નાગરવેલના સુકાં પાન (ન મલે તો લીલાં તોલા ૨,) તજ ૧, એલચી કાગદી ૧, ઇંદ્રજવ ૧, એ રીતે શાત તોલા ઓશડ અને શાતવીણની છાલ તોલા ૭, જુમલે તોલા ૧૪, નું ચુરણ કરી રાખવું. તેમાથી તોલો ૦ા ચુરણ તથા તોલો ૦ા ખડી શાકર એ રીતે તોલા ાા શવારે તથા તોલા ાા શાંજે ચઊદ દીવસ સુધી તાહાંડા પાણી શાથે ફાકવુ.

**ઉપાય ૬ઠો**—હીમજ ૧, કરંજની છાલ ૧, પીપરીમુલ ૧, લેંડી-પીપર ૧, સુંઠ ૧, શાકર ૧, મરી ૧, એ રીતે બધુ ખાંડી તેનું ચુરણ ૩ ૦ા ભાર શવારે તથા ૩ ૦ા ભાર શાંજે શાત દીવશ સુધી તાહાડા પાણી શાથે ફાકવું.

**ઉપાય ૭મો**—કોશ્ટકોલીંજનનુ ચુરણ તોલો એક અને વાટેલો સીંધવ તોલો ૧, જુમલે બે તોલાં કોકમના તેલ બે તોલા શાથે મેલવી ગરમ કરી શરીરે બે દીવસ સુધી ચોલવું.

## પાંડુ રોગ.

**પાંડુ રોગનું લક્ષણ**—શરીર ઉપર શફેતી આવી જાય: અન્ન જરા પણ પચે નહીં: લોહીનો વધારો થાય નહીં: ને શરીરમાં નબ-લઈ વધારે આવે.

**ઉપાય ૧લો**—કુંવરનુ પાઠું ભડશાલમાં ઘાલી, ને પછી કાડવું, તેને રશ કાઢી, શાત વખત લુગડાથી ગલવું. તેમાંનુ પાણી તોલો ૦॥ તથા મધ તોલો ૦॥ ભેગા કરી, શવારે તથા સાંજે ચઊદ દીવશ લાગટ પીવું.

**ઉપાય રજો**—હરડેદલ ૧, બેહેડાંદલ ૧, સુકાં આંમલાં (બીજ વીનાના) ૧, ગલો ૧, અયડુસો ૧, કડુ ૧, કીરીઆતુ ૧, કડવાલી મડાના ઝાડની છાલ, ૧, એ રીતે બધા ઓશડ એક એક તોલો ખોખરા કુટી, તેમાં પાણી શેર એક નાખી, ઊકાલવુ. તેનુ નવટાંક રેહે એટલે ઊતારી ગલીને તે શવાર તથા શાંજ ચઊદ દીવશ સુધી પીવું.

## ખઈ રોગ (માહારાજ રોગ છે)

**ખઈ રોગ**—શાથી ઊતપન થાય છે. ઝાડો તથા પેશાબ રોકવાથી, અતીમૈથુન કરવાથી, અતી ભુખે રેહેવાથી, બીજા લોકો ઉપર અદેખઇ કરવાથી, પોતા કરતાં બધી રીતે એટલે ધનથી બલથી હુકમથી ચઢીઆતા માણુશ શાથે લઢઈ કરવાથી, ખાવાનો વખત વીતીગયા બાદ અથવા વખત થવા પેહેલા ખાવાથી, તથા ખાવાના વજનનોની મન રાખવાથી, અગની મંદ થાય છે; અને તેને લીધે એ રોગ ઊતપન થાય છે.

**ખઇ રોગ થઓ તેનું લક્ષણ.**—વગર મેહેનતે થાકી ગયા જેવુ લાગે, ચાલતાં સાસ ભરાય; પગમાં ગોટલી બંધાય; ખુખારો કરતાં કફના ગલફા પડે, તાલવુ સુકાય; ઊલટી થાય અથવા ઊલટીની શંકા રેહે; શલેખમ જેવું થાય, આંખ શફેતી મારે; કમરથી ડોકા સુધી તાવ લાગે;

હાથ પગના તલીઆ બલે, ને કેટલેક દીવશે તેને જીરણુ જવર ગણાય છે; પેશાબમાં ધાત જાય; માંથુ દુખે; પેટમાં શુલ થાય; કોઈ વખત ઝાડો વધારે પાતલો થાય; અને નબલાઈને લીધે હાથે પગે શોજા આવી જાય.

**ઉપાય ૧ લો**—કાજુંના ઝાડને ગુંદર થાયછે તે ગુંદર બધે ઠેકાણે મલતો નથી પણુ મેહેનત કરીને પેદા કરવો જોઈએ તે ગુદર બે વાલ લઇને બારીક કરીને તથા ચાર વાલ ખડીસાકર લઈ તેને જીની કરીને બને સાથે ભેગા કરીને ગાયનું દુધ નવટાંક ઠંડુ લઈ તેમાં નાખવું તે સવાર તથા સાંજ બે વખત પીવું અને જેને ઠંડુ નં ભાવતું હોય તો તેને ગરમ કરીને થોડીવાર પછી તે દવા મેલવીને પીવું અને તેના ઉપર ખટાશ તથા તેલ મરચું ન ખાવું અને આજારી માણુશનાં કપડાં તથા લુંગડાં શાફ રાખવા અને આ દવા આજદીન સુધી છાંની હતી અને હાલતો દવા પરસીધ કરી છે અને એ દવા દીવશ ૧૪ સુધી ખાવી પણુ જો તે માણુસને કાંઈ કસર જેવું રહે તો તેને વધારે દહાડા સુધી લેવી પણુ આ દવા સવારમાં ખાધા પેહેલાં લેવી અને શાંજના વાલુ કરા પછે લેવી અને આ દવા કાજુનાં ઝાડામાંથી પેદા થાએ છે પણુ તે કાજુના ઝાડને ટચકો મારા પછે દીન ૧૫ પછે તે ટચકો મારેલી જગાએ પેદા થાએ છે.

**ઉપાય ૨ જો.**—ગરમાળાનાં ઝાડના ઉપર સીંગ તથા ફુલ સાથે હોએ તે ઝાડનું મુળ હાથ ચારથી પાંચ સુધી ખોદી નાખવું પછી તે ઝાડ સુધીના મુલીઆને શાંબરશીંગડાની ખાખ તથા શંખની ખાખ ઝાડના મુળ આગળથી તે જાંહાં સુધી ખોદું હોય તાંહાં સુધી લગાડવી અને તેના મુળ ઉપર માટી આંગળ બે નાખવી અને શેવટના ભાગને કાપીને માટીના વાશણુમાં તથા કાચના તથા કલાઈના વાશણુમાં તે ઝાડનું મુલીઉ આંગળ ૪ વાશણુની અંદર મુકીને પછે તે વાશણુનુ મોડું બંધ કરવું અને તેનાં ઉપર આગ શલગાવવી પણુ કલાક તરણુ સુધી શલગાવવી અને તેનો રસ જે વાશણુ

સુકુ હોએ તે વાશણમાં આવે તારે તે રસનો રગ મધ જેવો હોએ છે તે રસ લઇને ખઇ રોગવાલાને શવારના તોલા ૨ાા અને શાંજે તોલા ૨ાા એવી રીતે બે વખત પાવો અને રોગવાલાનાં કપડાં તથા બીછાનું શપેત રાખવાં અને રોગીને ખાટુ ખારૂ તથા તેલ મરચુ ખાવા દેવું નહી અને આ દવા અમોએ અનુભવ પરમાણે અજમાવીને ખરી ખાતરી કરીને ઘણા માણસોને આરામ કીધા છે તેથી લખી છે પણ રોગીને દીવશ ૧૪ સુધી ઉપર લખેલી દવા કરવી ને તે દવા કરતાં કાંઈ કશર જેવું માલમ પડે તો વધારે દહાડા સુધી કરવી અને આ આજારી જેટલી ખોરાકી ખાએ તેટલું સારૂ છે.

**ઉપાય ૩ જો**—ખેકડા એક જાતનું જીવ થાએ છે તે જીવ મીઠા પાણીમાં તથા બાગ બગીચામાં થાએ છે પણ તે લાલ રંગનું હોએ છે તે જીવના ઉપરની પુઠ હોએ તે લેવી અને પુઠ લેવાથી તે જીવ મરી જાતો નથી તે પુઠને સુકાવી ખાંડી બારીક કરીને તેને પાણી શેર ૧ મધે તોલા ૨ નાખવી પછી ઉકાલવું ને જયારે પાણી શેર ૦ા રેહે તારે ઉતારી નાખવું તે મધે તોલો ૦ાા મધ નાખીને તેના બે ભાગ શરખા કરીને શાંજના તથા શવારના પાવું પણ ગાલીને તથા ઠંડુ કરીને રોગીને દીવશ ૧૪ સુધી પાવું તેમ કરતાં કાંઇ કશર જેવું માલમ પડેતો વધારે દહાડા સુધી પાવું અને તેના કપડાં તથા સુવા બેશવાની જગાએ શપેત લુગડાં રાખવાં તથા રોગીને ખાટુ ખારૂ તથા મરચાં તથા હીંગ તથા તેલની વશતુઓ ખાવા દેવી તહી.

**ઉપાય ૪ થો**—સુઠ તથા ભારંગ મુળ તથા મોથ તથા હરડાં બેહેડાં તથા આમળાં ઠલીઆ કાઢીને તથા અડુશા તથા રોઇશધાશ તથા પીત પાપડો ધોલા મરી એ દરેક જણુશો તોલો ૦ાા અરધો લેવી અને કાળા માટલામાં શેર ૧ પાણી નાખી તેમાં ઉપર લખેલી જણુશો નાખવી ને ચુલાપર ઉકાળવું ને તે પાણીને બાળી નાખવું જારે ૩ ૪ ભાર રેહે તારે તેને ગાલીને

કપડછાંણુ કરવું તે મધે મધ તોલો ૦॥ નાખીને શવારના પાવું તથા તેના તેજ ઉકાલામાં શાંજના પણ પાણી નાખીને ઉપર લખા પરમાણે કરવું અને બીજા દહાડે તે બધો ઉકાલો ફેરવીને તેજ પરમાણે કરવું તે દવાં જાંહા સુધી ચાલે તાંહાં સુધી ખાટુ ખારૂ તથા મીઠુ મરચુ તથા તેલ ખાવા દેવું નહી અને તે દવા દીવશ સાત સુધી પાવી તેથી રોગ શારો થશે.

## શકતી એટલે કઉવત તથા જોર આવવાના ઉપાયો.

**ઉપાય ૧ લો**—સુકા આંમલાં વરશ એના શેર અઢધો લઇને ખાંડીને બારીક કરીને કપડાવતી છાંણીને તેને ખલમાં તરણ ચાર દીવશ સુધી ધુટવું ને ખુબ બારીક થાએ તારે પછી માણુશને બરાબર જોઇને તોલો ૦ી થી તે ૦॥ સુધી લઈને તે મધે ઘી તોલો ૧ મેલવીને તેને શવારે તથા શાંજનાં ચાટવું તેથી ચાહે તેવી નબલાઇ આવી હોએ તો પુસટ થઈ શકે ધાતુ ઘણીજ મજબુત થાએ તથા લોહી વધારે કરે છે આ દવા માશ ૩ સુધી શવારના ખાવાથી વધારે મજબુત થાએ છે ઘણી મુદત સુધી ખાવાથી શરીર પથર જેવું થાએ છે.

**ઉપાય ૨જો**--**લજામ**ણીનું મુળ તોલો ૧ શીબાના મુળ તોલો ૧ તથા ભીડાના મુળ તોલા ૨ (શાક થાય છે તે ભીડાના ઝાડના મુલીઆં) કોલીશતાના મુળ તોલા ૨ એટલે તાલીમખાનાના મુળ આ બધી ચીજો જુદી જુદી ખાંડવી અને કપડછાંણુ કરવી પછે ઉપર લખેલા વજન પરમાણે તોલીને ભેગાં કરવા પણ તે ખાંડાથી તથા કપડછાંણુ કરાથી વજન હલકુ થાએ તો બધી ચીજો વધારી બરાબર વજનથી લેવી પછી તે બધીને ભેગી કરીને પા કલાક ખલમાં ધુંટવી એટલે તઇઆર થઈ પછી દુધ શેર ૦ા તથા તોલો ૦॥ શાકર દુધ મધે નાખીને તેની મધે દવા તોલો ૦ા નાખીને શવારે લેવી તથા એજ રીતે રાતના વાલુ કરા પછે લેવી એ થકી શરીરમા તાકાત વધારે છે તથા પગ હાથ દુખતા રહી જાએ છે આ દવા કરવાથી

શરીરને ઘણી મજબુતી થાએ છે તથા શરવે રોગોનો નાશ કરે છે પણ આ દવા દીવશ ૧૪ સુધી કરવી તેની કાંઇ પરેજી નથી.

**ઉપાય ૩ જો**—આંબલાનાં ઝાડની અંતર છાલ પણ દીવાલીમાં જે આંબલા આવે છે તે બીજી નીશાની એ જે તુળશીના લગનમાં હીંદુ લોકો આંબલા મુકે છે તે તે ઝાડની છાલ લઇને ઉપરનો ભાગ કાડી નાખીને જે રહે તે અંતરછાલ જાણવી તે છાલ સુકવીને તેને ખાંડીને ભુકો કરીને કપડછીણ કરીને રાખવી અને પછે તેજ ઝાડની અંતરછાલને ખાંડીને રશ કાડવો અને ઉપર લખેલું ચુરણ કલાક એક ઘુટવું પછી છાએડામાં સુકાંવવું પણ કલાઇનાં વાશણમાં તથા કાચના વાશણમાં સુકાવવું સુકાવા બાદ ફરીથી રશ કાહાડીને સુકાવવું એવી રીતે શાતવાર રશ કાહાડીને સુકાવવું એટલે તે દવા તઈઆર થઇ પછે રોજ શવારના તોલો ૦ા તથા શાંજના તોલો ૦ા દુધ મધે નાખીને પીવી શાકર મલેતો નાખવી અને નહી મલે તો નાખવી નહી એ દવાની પરેજી કાંઇ નથી એથી ગએલી ધાતુ ઉતપન થાએ છે અને જે ધણી તે દવા લે તે ધણી આખર સુધી તેની તાકાત મજબુત રેહે છે આ દવા દીવશ ૨૧ એકવીશ સુધી કરવાથી મરદને શકતીવાન કરે છે આ દવા ખાધાથી નપુસક પણ મરદ થાય છે. આ દવા મરદના વાશતેજ છે બાએડીઓને વાશતે નથી.

**ઉપાય ૪ થો**—કુંભીના ઝાડની છાલ તોલા ૪ લઇને તેના કટકા કરવા તેને સુકાવીને તેને ગાય અથવા ભેશનું દુધ શેર અડધો લઇ તે મધે તોલા ૨ શાકર નાખીને ઉપર લખેલી છાલમાંહી નાખીને ઉકાલવું અને તેવા એક અથવા બે જોસ આવે એટલે નીચે ઉતારીને લુગડાવતી ગાલવું અને તદન એટલે ટાહાડું કરીને શવારના પીવુ અને સાંજના પણ એજ રીતે પીવું પણ તે દવા પીધા પછે પાણી પીવું નહી આ દવા દીવશ ૧૪ સુધી પીવી પરેજી કાંઇ નથી એથી ઘણી પુસટી તથા શકતી આવે છે.

**ઉપાય ૫ મો**—હરણખુરી કરીને એક વનશપતી આવે છે તેનું બીજુ નામ બહુફૂલી છે એ વનશપતી શેર ૧ લઇને તેને ખાંડીને કપડછાંણ કરીને તેને ખલમાં ખુબ ઘુટવું તે ઘુંટાપછી તઇઆર થઇ એમ જાણવું તે પછી દુધ શેર ૦ા તથા જરાક શાકર નાખીને ઉપર લખેલી દવા તોલો ૦ા નાખીને શવારના પીવી તથા સાંજના પીવી દીવશ ચઉદ સુધી તે પીવાથી શરીરને ઘણી મજબુતી આપે છે આ દવા શકતીની છે.

**ઉપાય ૬ઠો**—ચોખા વીણેલા એટલે ચોખાના કટકા કાહાડીને સુધ ચોખા લેવા તે શેર ૧ લેવા તેને ધોઈને સુકાવવા તે સુકાઈ રહા બાદ તેને દલવા અને દલાઈ રહા બાદ તેને ચાલવું તે થઆ બાદ દહીં ગાએનું લઈને લુગડામાં નાખીને ખુટીએ લટકાવવું અને તે પાણીને ફેકી દેવું પછી જે દહીંનો માવો કપડામાં રહો હોએ તેમા લખેલા ચોખાનો લોટ બાંધવો ને તે લોટના ભજીઆ ઘીમાં તલવા અને પેનીમાથી કાહાઢીને તરત શાકરની ચાશ-ણીમાં નાંખવા પણ તે એક એક રૂપીઆ જેવડા કરવા પણ જારે આગલથી ચાશણી કરી રાખીને તેને કડાઇમાંથી નીકલતાંજ ચાશણીમાં નાખવા એનું નામ ચોખા રોટલી મોરબો એ દવા માશ ૬ સુધી બગડતી નથી એ દવા શવારના તથા શાંજના બે કટકા ખાવા એથી આંગમાં જીરણ જવર તથા ખાંશી તથા નબલાઈ સુવાવડના રોગની કશર રહી હોએ તે તથા પાંડુ રોગ એ બધા જાએ છે અને લોહીનો સુધારો થાએ છે પાચન શારૂ થાએ છે ઘણી પુસટકારી જણશ છે તે માશ ૧ સુધી ખાવી તેને પરેજી કાંઇ નથી.

## કાશ એટલે ખાંશી તથા ઉધરશ.

ખાંસીનું લક્ષણ ગળામાહે ખરખર જેવું થાએ છે અને ખુખારી ખુખારીને પાંશલામાં દુખાવો થાએ છે અને અંન ભાવતુ નથી ને જે જબરી-થી ખાધું તે પચતુ નથી અને મોહોડામાં ફીકાશ મારે છે તથા ચીકાશ

થાએ છે અને માથુ પણ દુખે છે અને જરા તાવપણ આવે છે અને મોહો ડામાંથી રસી જેવો કફ પડે છે આવી રીતે આવા ચીન ખાંશીના થાએ છે.

**ઉપાય ૧ લો**—જંગલી વંતાકનું નામ ભોતરીંગણી કેહે છે તેનું મુળ તોલો ૧ તથા ભારંગીનું મુળ તોલો ૧ તથા અડુશો તોલો ૧ તથા જેઠીમધ તોલો ૧ અને હરડા બેહેડાં આંમલાં ઠલીઆવીનાના તોલો ૧ એ બધી જણુશો ખાંડીને તેને પાણી શેર ૧ મધે નાખીને તેને ઉકાલવું અને તેને બાલી નાખીને જારે શેરનું પાણી શેર ૦)= રેહે તારે તેને ગાલી નાખીને તે મધે મધ તોલો ૦ાા નાખવું ને પછે પીવું એ દવા દીવશ ચઉદ સુધી કરવી તે કરવાથી રોગી સારો થાએ છે પણ દરરોજ શવારના ખાધા પેહેલાં અને શાંજના વાલું કરા પછે તેજ ઉકાલો ફરી ઉકાલીને પાવો એવી રીતે ઉપર લખેલા દીવસ સુધી કરવું તેનાથી ખાંશી મટી જાએ છે.

**ઉપાય ૨ જો**—ધોલા મરી તોલો ૧ લઇ ગાયની છાશમાં ભીજાવીને કલાક બાર રાખવા પછે તેને બાહાર કાહાડીને સુકાવવા અને સુકાઆ બાદ તેને ખાંડીને બારીક કરીને તેને કપડછાંણ કરવા અને તેની અંદર સીંધા લુણ તોલો ૦ા લઈને તેમાં મેલવીને તેને ખલમાં ધુંટવું પછી તે બીમારીની શકતી જોઇને એક વાલ ભુકી લઇને તે મધે મધ વાલ ૪ તથા શાકર ખડી જીણી કરીને વાલ ૪ મેલાવીને ચાટણ કરવું તે શાંજ સુધી તરણ વાર ચટાડવું એજ રીતે શાંજે ફરીથી ચાટણ તઇઆર. કરવું અને તરણ વાર રાતના ચટાડવું એવી રીતે દીવસ શાત ચટાડવી એથી ખાંશી મટી જાશે એમાં શંશય જાણવો નહી એ રોગવાલાને આમલી તેલ અને જે વસ્તુમાંથી તેલ નીકલે છે તે વસ્તુ એટલે રાઇ, કોપરૂ વીગરે ખવડાવી નહી.

**ઉપાય ૩ જો**—લીલી હલદર તોલા ૨ લઈ કટકા કરીને તેને પાણી શેર ૧ મધે ઉકાલવું ને તે પાણીને બાલી નાખવું પછે તે પાણી જારે શેર ૦ા રેહે તારે તેને કપડાવતી ગાલી નાખવું તે મધે મધ તોલો ૦ાા નાખવું ને પછી

તે પાણીમાંથી બે ભાગ કરવા શવારના ૬ વાગતે પીવું તથા બપોરના બાર વાગતે પીવું અને શાંજના નવી હલદરનું તેવી રીતે બનાવીને રાતના શાતથી તે ૧૦ વાગતા સુધી બે વખત પીવું એવી રીતે દીવશ ૭ સુધી કરવાથી ખાંશી મટી જાએ છે અને રોગી શારો થાએ છે.

**ઉપાય ૪ થો**—અધાડીનો ખાર એક ચોખાભાર વજનમાં લઇને તે મધે મધ તોલો ૦। મેલાવીને આજારી માણશને ચટાડવું પણ દીવ સમાં એકજ વખતે ચટાડવું પણ આ દવા દીવશ પાંચ સુધી ચટાડવાથી ખાંશી મટી જાશે.

અધાડીનો ખાર કેવી રીતે થાએ છે તે રીત પણ અધાડી શેને કેહે છે તે જાણવું કે હીંદુ લોકો રશીપંચમીના દીવશે દાતણ કરે છે તેનુ નામ અધાડી અધાડીના ઝાડ મુળથી ઉખેડીને પાંદડા તથા બીજ સાથે દશ બાર ઝાડ લાવીને સુકાવી નાખવા ને તેને બાલીને ખાખ કરવી પછી તે ખાખ શેર ૦। પાણી મણ અડધામાં નાખવી ને તેને હલાવીને કપડછાણ કરવી અને તેની તર કાડવી અને તે તરને બાલી નાખવી અને તે મધેથી જે તલે વાશણમાં ચોટશે તેને ખાર જાણવો અને તેમ ના બને તો અધાડીના ઝાડને મુલથી ઊખેડીને પાંદડાં તથા બીજ સહીત દશ બાર ઝાડ લાવીને તેને બાલીને તેની ખાખ કપડછાણ કરવી અને અડધા ચોખા ભાર મધ તોલો ૦। મધે ચટાડવી તેથી રોગી સારો થશે.

**ઉપાય ૫ મો**—રાનીવંતાક એટલે ભોતરીંગણીની જડ તોલો ૦॥ તથા ખેરની છાલ તોલો ૦॥ કુવારપાઠાના મુલ તોલો ૦॥ જેને દખશણી લોકો કોરકંડ કેહે છે અને કેટલાક કુવારકાંડે કેહે છે એ તરણ એકઠા કરીને ખાંડીને કપડછાણ કરીને બેઆની ભાર લઈને તોલો ૦। મધમાં ચટાડવું દીવશ શાત સુધી તેથી રોગી શારો થશે.

**ઉપાય ૬ ઠો**—લવંગનુ ચુરણુ તોલો ૧ તથા શફેદ મરીનું ચુરણુ તોલો ૧ બહેડાના ઠલીઆ કાહાડીને તોલો ૧ એ તરણુ ચીજ ખાંડીને કપડાથી ચાલીને લેવું અને તે મધે ખાવાનો કાથો શપેત તોલા ૩ નાખવો અને પછે બાવલની છાલ લીલી શેર ૦। લઇને શેર ૧ પાણીમાં નાખીને છાલનો ઉકાલો કરવો અને શેર ૦। ઉકાલો રહે તારે તે ઉકાલામાં ઉપર લખેલી જણુશો ઘુંટવી અને પછે તેને વટાણા જેટલી ગોલીઓ બાંધવી અને તે ગોલી તઈઆર થઆ પછી બે ગોલી મોહોડામાં રાખવી પણુ તરણુ તરણુ કલાકે રાખવી તેથી ઊધરશ મટી જાએ છે.

**ઉપાય ૭ મો**—હાથીઆ થુવરના ઉપર લાલ ફળ આવે છે તેના કાંટા કાહાડી નાખીને પછી તેનો રશ કાહાડીને રાખવો તે રશમાંથી એક ચમચો રશ લઈ જેઠીમધ તથા અકલકરો એને એ રશમાં ઘશવુ ને તેને જાડુ કઢી જેવું કરવું અને તે મધે મધ તોલો ૦। નાખીને પાવું તેવી રીતે સવારના તથા સાંજના એક ચમચો રશ લઈ ઘશીને પાવું એવી રીતે દીવશ શાત સુધી પાવું તેથી રોગી શારો થશે પણુ રોગીને તેલ તથા આંબલી ખાવી નહી. ઉપર લખેલો રશ વરસ દીવસ સુધી બગડતો નથી.

## સવાસ એટલે દમ.

એનું લક્ષણુ અતી ઉનો અનાજ ખાવાથી તથા પેટમાં બાદી થવાથી તથા ટાઢું અનાજ ખાવાથી અગર ખાલી પેટે પાણી પીવાથી તથા ધુવાડો નાક તથા કાનમાં જવાથી તથા ધુલ ઉડીને નાક તથા કાનમાં જવાથી શકતી કરતાં વધારે બોજો ઉપાડવાથી તથા વધારે પંથ કરવાથી દમ તથા હેડકી થાએ છે.

## હેડકીની દવા.

**ઉપાય ૧ લો**—અડદ તોલા ૨ તથા હીંગ તોલા ૨ લઇ હીંગને દેવતા ઉપર ફુલાવી અને અડદને વાટકામાં નાખીને શેકવા એ એને સાથે

ખાંડીને ભુકો કરવો અને તે ભુકો કડછીમાં દેવતા લઇને ભભરાવીને ધુવાડો લેવાથી હેડકી બંધ થાએ છે એવી રીતે દીવશ એકમાં તરણ વાર જારે હેડકી આવે તારે કરવાથી મટી જાએ છે પણ તેવું દીવશ બે સુધી કરવુ તેથી રોગી શારો થશે.

**ઉપાય ૨ જો**—શણ જે કોથલા થાએ છે તે તોલો ૧ લઈ તેન કટકા કરીને તથા અડદ તોલો ૧ તથા હીંગ તોલો ૧ લઈને તેને દેવતા ઉપર ફુલાવીને તથા અડદને વાટકામાં નાખીને શેકીને એ બેનો ભુકો કરીનો તેની સાથે શણ મેલવીને તે તરણ જણશનો ધુવાડો લીધાથી હેડકી બંધ થાએ છે પણ તેવું જારે જારે હેડકી આવે તારે તારે કરવું તેથી હેડકી બંધ થાએ છે.

## દમનો ઉપાય.

**ઉપાય ૧ લો**—નગોડના મુલીઆ તોલા ૨ લઇને તેને ખાંડીને પાણી શેર ૧ મધે નાખીને. માટીના વાશણમાં ઊકાલો કરવો અને તે પાણીને બાલી નાખવું અને જ્યારે પાણી શેર ૦)= રહે તારે કપડછાંણ કરવું પછી લીંડીપીપર વાલ ૨ નુ ચુરણ કરીને તથા મધ તોલો ૦। તે બને ઊપર લખેલા પાણીમાં નાખીને પાવું તે પણ સવારનાજ પાવું તથા શાંજના પણ તેવી રીતે કરીને પાવું એવી રીતે દીવશ શાત સુધી પીવાથી રોગીને આરાંમ થશે તથા રોગીને તેલ ખટાશ ખાવા દેવું નહી.

**ઉપાય ૨ જો**—લીંડીપીપર તોલો ૧ લઈ જરાક ખાંડીને તેમાં શેર ૧ પાણી નાખીને માટીના વાશણમાં ઊકાલવું અને તે પાણી બાલી નાખવું અને જારે બધુ પાણી બલી જાય એટલે ૩ ૨॥ ભાર રહે તારે ઊતારીને ગાલી નાખવું તે મધે મધ તોલો ૦। નાખીને શવારે પીવું તથા

તેજ પરમાણે શાંજના નવુ ઊકાલીને પીવું એવી રીતે દીવસ શાત સુધી કરવાથી રોગી સારો થશે તથા દમ મટી જશે તેને ખાટુ તથા તેલ મરચુ ખાવા દેવું નહી.

**ઉપાય ૩ જો**—કાલા ધંતુરાનાં મુલીઆં ખાંડીને બારીક તમાકુ જેવા કરવા તેને નલીમાં નાખીને અથવા ચલમમાં નાખી પીવું તે વખત બહું કફ પડશે તારબાદ સારો દીવસ આરામ રેહેશે એ ઇલાજ શવારના ૬ વાગતા દીવશમાં એક વાર કરવો તેવુ દીવશ શાત સુધી કરવાથી રોગી શારો થશે દમ મટી જશે તે રોગીને ખાટુ તથા મીઠુ મરચું ખાવા દેવુ નહી.

**ઉપાય ૪ થો**—એલચી કેલું અથવા શોન કેલુ લઇને તેને એક બાજુથી છાલ કાહાડીને તેને કોતરીને તેની અંદર કાલા મરી વાટી ખાંડીને બારીક કરીને કપડછાંણ કરીને વાલ ૧ તે કોતરેલી જગામા નાખીને તેના ઊપર કોતરેલો ગરભ દબાવવો અને તેની છાલ પાછી ડોરડાથી બાંધીને પછે તેને ચુલાની ભુંભેટ (એટલે નીરાખ) માં બાફવું તે બફાઆ પછે શવારના તે કેલુ એક ખાવું તે જે પરમાણે શાત દીવશ કરવાથી રોગી શારો થશે તથા દમ મટી જશે ને રોગીને ખાટુ ખારૂ તેલ મરચુ ખાવા દેવું નહી.

**ઉપાય ૫ મો**—પીપલાના ઝાડનો ગુંદર વાલ ૨ તથા જેઠી મધનુ ચુરણ વાલ ૨ તથા લીંડીપીપરનું ચુરણ વાલ ૨ તથા ભોયરીંગણાના ફળ વાલ ૨ એ બધાં ચુરણ એકઠાં કરીને તે મધે તોલો અરધો ઘી તથા તોલો અરધો મધ એ બને નાખીને દીવસમાં પાંચ વખત ચાટવું એ પરમાણે શાત દીવસ ચાટવું તેથી દમ મટી જઈ રોગી શારો થશે.

**ઉપાય ૬ ઠો**—સફેત આકડો જાહાં સુધી મલે તાંહાં સુધી ગુણ ઘણો છે ને તે ન મલે તો લાલ લેવો તેનો ગુણ ઓછો છે તે ઝાડના પાંદડા ચાર શાફ કરીને તેને તે ઝાડ ઊપર રેહેવા દેવા અને તેને સાંજના

પાંચ વાગા પછી મધ ચોપડવુ અને તે પાંદડાને તેના તે ઝાડ ઊપર રેહેવા દેવાં અને શવારે ૭ વાગતામાં દાતણ પાંણી કરીને તે ઝાડના પાંદડા તોડાવી મંગાવી ચાટી લેવા ને પછી નાખી દેવા તેવી રીતે દીવસ શાત સુધી કરાથી રોગી શારો થશે અને દમ મટી જશે અને જો કાંઈ કસર રહે તો વધુ દહાડા સુધી કરવુ.

## કોલેરાનો ઈલાજ.

આપણી પાશે ખીશામાં કપુર રાખતા કોલેરો થાય નહી અને કપુરનુ પાણી એક હાંડો કરીને ઘરની અંદર બારી બારણામાં અને જાહાંથી હવા આવતી હોય તાંહાં છાંટવુ તેથી કોલેરો થાય નહી અને જાહાં સુધી કોલેરો દેશમાં રહે તાંહાં શુધી છાંટવુ હમેશા.

**ઉપાય ૧ લો**—જે માણસને કોલેરા થયો હોય તેને મીઠું તેલ તોલા ૨॥ તથા પાણી નાખીને પાવું એટલે તે માણસને જરાએ ઇજા થશે નહીં.

**ઉપાય ૨ જો**—કડવા લીમડાના ઝાડના થડમાં વીંધ પાડી તે વીંધમાં અફીણ તોલા ૪ ભરવું અને તે વીંધને તેની છાલથી બંધ કરી કપડું બાંધી પંદર દીવશ પછી માહેથી અફીણ કાહાડી લઈને તે અફીણની અરધી ચનોથી ભાર ગોળીઓ કરવી ને તે ગોળી ચોખાના ધોણ તોલા ૨ મા સવારના એક તથા સાંજના ૧ એવી રીતે રોગીને આપવી અને કપુરની હવા રાખવી તેથી રોગી સારો થાય છે.

**ઉપાય ૩ જો**—કડવા કંદ (કોકણ ઝીલામાં થાય છે) શેર ૦ા લઈને તેની પાતલી કાચલી કરવી અને એક શેર પાણીમાં ઉકાલી અરધો સેર પાણી રહે એટલે ઉતારી લેવા અને ગાલી રોગીને પાવો એ ઉકાલો જેટલો પીવા માગે તેટલો ઉપરના વજનના હીશાબે કરીને પાવો એથી રોગી સારો થશે.

## આસવ એટલે જમીનમાં દાટેલો ઉકાલો તે બનાવવાની રીત.

રાણગાંજો, રાણભાળ, ભોયરીંગણી, મોઠરીંગણી, ગોખરૂ, બીલના ઝાડનુ મુળ, ઐરણીનું મુળ, શીવનીની મુળ, પાહાડ મુળ, ટેટુ મુળ, એનુ નામ દશ મુળ એ સરવે ચીજ બે બે તોલા લેવી. ચીત્રક તોલા ૨૦ પોખરા મુળ તોલા ૨૦, લોહોધર તોલા ૧૬, ગલો તોલા ૨૦, સુકા આમલા તોલા ૨૦ ધમાસો તોલા ૧૦ ખેરશાલ તોલા ૧૨ ભીલામાના ઝાડની છાલ અથવા અસાનાના ઝાડની છાલ તોલા ૧૨ મોટી હરડે તોલા ૧૦ વગર થલીઆની, કોષ્ટ, મજીઠ, તેલીઓ દેવદાર, વાવડીંગ, જેઠી મધ, ભારંગ છાલ, કોશડ, બેહેડા, સાંઠોડાના મુળ (પુનર નવા) ચવક, જટામાસી વાગાટીનુ મુળ અથવા રાળા નામનુ અનાજ, ઉપલસરી, સાહાજીરૂ, નીસોતર, રેણુકબીજ, લીંડી પીપેર, ઝીણા રાસના, સોપારી, હલદર, વરીઆલી, નાગકેશર, નાગરમોથ, કાકડશીંગી, એ સરવે ચીજ વજનમાં એક એક તોલો લઇ સઘલી જણસને ખોખરી કરી ૨૭ શેર પાણીમાં નાખી ઉકાલવું અને ૭ શેર પાણી રહે ત્યારે ઉતારી લઈ ગાલીને રાખવું. કાલી દરાખ શેર ૩ અથવા તોલા ૮૦ લઈ અરધા મણ પાણીમાં ઉકાલવું અને દસ સેર પાણી રહે તારે ઉતારી ગાલીને ઉપલો ઉકાલો તથા આ ઉકાલો ઘીના માટલામાં ભરવો તેમાં, ગોળ જુનો તોલા ૧૫૦, ધાયટીના ફુલ તોલા ૨૦, કંકોળ, વાલો સુખડ, જાયફળ, લવેગ, તજ, એલચી, તમાલ પત્ર, નાગકેશર, લીંડીપીપર દરેક ચીજ એક એક તોલો લઈ ખાંડી કપડ છંદ કરી માટલામાં નાખવો અને કસતુરી વાલ ૪ નાખી માટલાનુ મોઢું કપડ માટીથી બંધ કરી કમર પુર જમીન ખોદી (કુવા પાસે અથવા ભીનાસ વાલી જગા) તેમાં માટલું મુકી દાટી દેવું અને એક મહીના પછી બાહાર કાહાડી તેની બાટલી ભરી રાખવું. એનુ નામ દશ મુળ આસવ એનાથી નીચે લખેલા રોગો દુર થાયછે.

સધરણી, દમ, ખાંસી, પેટમાંની ગાંઠ થાય છે તે, ભંગદર, આંગનો અનેક જાતનો વાયુ, ખઇરોગ, ઉલટી, પાંડુરોગ, કમલો, હરસ, પરમીઓ, સરૂઆતનુ જલંદર, પથરી, નબલાઇ આટલા રોગ ઉપર માણુસની શકતી જોઇ સવાર તથા સાંજના બેથી ત્રણ તોલા આપવો એના ઉપર પરેજી નથી.

## લઘુ ફળ ઘી યોની રોગ ઉપર.

પીલા કોલીસ્થા, કાળા કોલીસ્થા, હરડા, બેડા, આમલા, ગલો, પુનર નવા, ટેટુ, હલદર દારૂહલદર, રાસના, જેઠીમધ અને સતાવરી દરેક ચીજ એક એક તોલો લઇ ખોખરા કરી બશેર પાણીમાં બે દીવશ સુધી ભીંજવી રાખવાં તેને એજ પાણીમાં વાટી રશ કાહાડી કપડાથી ગાળવું તેમાં ગાયનુ ઘી શેર ૨ અને ગાયનું દુધ શેર ૮ નાખી ચુલા ઉપર ચહડાવી બધુ પાણી તથા દુધ બાળી ફકત એખલુ ઘી રાખવું તે ઘી કાચના વાશણમાં ભરી રાખવું એ ઘી બઇરાઓને યોનીમાં સુળ, સોજો, યોનીનુ મોટુ થવું. પાણી આવવું કમળનુ ફરવું ગર્ભ ન રહે વીગરે યોનીના રોગો ઉપર એ ઘી સવાર તથા સાંજે એક એક તોલો ખવડાવવું તેના ઉપર પરેજી નથી એથી ઉપલા સરવે રોગો દુર થાય છે.

## માસા તેલ.

અડદ, જવ, અલસી, રીંગણી, કવચ બીજ કોરાટા, ગોખરૂ, ટેટુ, એ આઠ ઓશડ ચાર ચાર તોલા લઇ ખોખરા કરી ૧૦ શેર પાણીમાં ઉકાલવું અને અઢી શેર રહે તારે ઉતારી ગાલી રાખવું.

કપાશીઆ, બોરના ઢલોઆ, સણુના બી, કલથી, દરેક ચીજ આઠ આઠ તોલા લઇ ખોખરા કરી ૧૦ શેર પાણીમાં ઉકાલી ૨॥ શેર રહે તારે ઉતારી લઇ ગાલી, ઉપલા ઉકાલામાં મેલવી દેવો તેમાં તલનુ તેલ શેર ૫ કોશટ, ગળો, શુઠ, રાશનાં, પુનર નવા, એરંડ મુલ, પીપર, વરીઆલી, ચીકણા

મુલ, ચાંદવેલ, જટામાસી, અને કડુ એ બાર જણસ એક એક તોલો લઇ ખાંડી કપડ છંદ કરી નાંખવા ચુલા ઉપર મુકી પાણી બધુ બાલી નાખી તેલ રહે એટલે ઉતારી લેવું તેને ગાલી બાટલી ભરી રાખવી. એ તેલ ચોલવાનાજ કામમાં આવે છે.

લખવો, ગરદનનુ રહી જવું, હાથ પગની કંપારી, માથાની કંપારી, અને અનેક જાતના વાયુ ઉપર ચોલવાથી તરત આરામ થાય છે.

## વાયુ ઉપર લગાડવાનુ તેલ.

મીઠુ તેલ શેર ૦ા કપુર શેર ૦ા કાજુનો દારૂ શેર ૦ા અફીણુ શેર ૦ા એ ચારેને બાટલીમાં ભરી બુચ દઈ એક દીવસ રાખવાથી તેલ તઇ-આર થાય છે. એ તેલ, આંગમાં શુળ મારતી હોય ત્યાં લગાડવાથી તરત આરામ થશે.



# સુધી પત્રક.

| પાનું | લીટી | |
|---|---|---|
| ૨ | ૭ ... | પઈશાની શેરડીને બદલે શવાહાથ લેવી. |
| ૯ | ૭ ... | કાંચનનુ ઝાડની નીશાની એ જે દશેરાને દીવશે મુંબઇમાં શુનુ એવા નામના પાંદડા આપટાના આવે છે તે જાતના પાનદાનુ થાય છે અને તેના ઉપર ફુલ આવે છે તે ફુલ શંકરને ઘણા પ્રીય હોય છે. |
| ૧૫ | ૧ ... | ઘેરોસા (ચુલા ઉપરની ભીંત શાથે જે કાલાં ઝાંઝાં થાય છે) તે લાકડાની રશોઇના હોવા જોઇએ ગામઠી અથવા વીલાતી કોયલાના નહી ખપ લાગે. |
| ૧૭ | ૬ ... | સસુરની દાલને બદલે મસુરની દાલ એમ જોઇએ. |
| ૨૪ | ૮ ... | બીનીનો એને બદલે બીલીનો મુરબો જોઈએ. |
| ૨૮ | ૬ ... | ઉંડીનુ તેલ કોકણુ દેશમાં દરીઆ કીનારે અથવા ખાડી કીનારે એના મોટા ઝાડ થાય છે અને તેને ગોલ ફલ આવે છે તે ફલને ભાંગી તેમાથી જે મગજ નીકલે છે તેને પીલીને જે તેલ કાહાડે છે તેને કહે છે |
| ૩૩ | ૧૭ ... | નરવેલ કોકણુ દેશમાં જુજ મલે છે બીજે દેશમાં મલતી નથી. |
| ૪૦ | ૧૬ ... | કુરડુ (એક જાતનુ ઝાડ વરશાદમા થાય છે) તે જ્યારે નાહાનું હોય તે વખતે શાક કરવામાં કામ લાગે છે અને મોટુ થાય છે ત્યારે તેના ઉપર શફેદ તોરો આવે છે અને તે તોરા તોરણમાં બાંધવાનો કોકણુ દેશમાં રીવાજ છે એ ઝાડ શઈઆદરીની નીચે અને ત્રણગાઉ ઉપર થાય છે. |

| | | |
|---|---|---|
| ૪૧ | ૨૧ ... | ધાંગરાને બદલે ભાંગરો જોઇએ. |
| ૪૪ | ૩ ... | મુભને બદલે મુળ જોઇએ. |
| ૪૪ | ૧૮ ... | કાકશીંગને બદલે કાકડસીંગ જોઇએ. |
| ૪૪ | ૨૧ ... | ઘેટોની બદલે ઘેટોલી જોઈએ. |
| ૪૫ | ૧૨ ... | થાપાને બદલે થુવર જોઇએ. |
| ૪૬ | ૬ ... | સરપંખા સાતપુડા તરફ થાય છે બીજે થતા નથી. |
| ૫૧ | ૧૮ ... | વાવલા કોકણુ દેશમાં થાય છે એને શુદ્ર લોક ખેતી વાલા ઓલખે છે. |
| ૫૪ | ૧ ... | ગેલફલ કોકણુમાં અથવા ડુંગરમા થાય છે બીજે થતું નથી. |
| ૫૪ | ૧૫ ... | ચાંદવેલ સાતપુડા કે હીમાલયમાંજ થાય એ બીજે થતી નથી. |
| ૫૮ | ૧૬ ... | રી ને બદલે કરી જોઇએ. |
| ૬૧ | ૧૩ ... | શીવનુ બદલે સીવનનુ જોઇએ. |

